ગુજરાત વિદ્યાપીઠ વાચનમાળા

# ગુજરાતી બીજી ચોપડી




પ્રકાશક: ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ ::

ગૂજરાત વિદ્યાપીઠ પાઠ્યપુસ્તક ૨૭મું

ગૂજરાત વિદ્યાપીઠ વાચનમાળા

# ગૂજરાતી બીજી ચોપડી

સંયોજક
છોટાલાલ બાળકૃષ્ણ પુરાણી
ભરૂચ કેળવણી મંડળ,
ભરૂચ.

પ્રકાશક
ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ

સં. ૧૯૮૫ ]  સુધારેલી છઠ્ઠી આવૃત્તિ  [ પ્રત ૭૦૦૦

કિંમત ૦-૨-૬

# પ્રસ્તાવના

મનુષ્ય–જાતિના વિવિધ અનુભવભંડારનો વારસ બાળક છે. એક બાજૂ હજારો સૈકાથી એકઠો થયેલો મનુષ્ય–જાતિના અનુભવનો ભંડાર છે, અને બીજી બાજૂ અશક્ત બાળક છે. એ અશક્ત બાળકને જેમ બને તેમ સહેલાઇથી અને ટૂંક મુદતમાં જ્ઞાનભંડારની ચાવીઓ આપવી એ કેળવણીનું મુખ્ય કાર્ય છે. જ્ઞાનનો સંગ્રહ કરી રાખવાનું અને વિચારોની આપલે કરવાનું સાધન ભાષા છે. બાળકના જીવન માટે ભાષાના અભ્યાસની ખાસ જરૂર છે. ભાષાના જ્ઞાનની જોડે જોડે બાળકને તેની ઉપાધિઓનો ઉત્તરોત્તર વધારે વિસ્તીર્ણ અને ઊંડો પરિચય થાય એમ કરવું એ પણ જરૂરનું છે. આ હેતુઓ સિદ્ધ કરવા માટે ઉત્તમોત્તમ પદ્ધતિ એ છે કે કોઇ પણ નવીન વિચાર આપતા પહેલાં તે વિચારમાં સમાતી તેના અંગરૂપ બાબતોનો છૂટો ખ્યાલ આપવો. પ્રથમ આમ પૃથક્કરણ કરી પછી એ પ્રમાણે છૂટા પાડેલા વિચાર–અંગોને ભેળવી દેવાનો ક્રમ રાખવો. વિચાર તથા બુદ્ધિના કાર્યનું પૃથકકરણ કરતાં જણાશે કે આપણે આપણા વિચાર દર્શાવીએ છીએ તેની જોડે જોડે આપણા દરેક શબ્દને મળતી વસ્તુઓની પ્રતિમાઓ આપણા મગજમાં આવે છે. આ વિધિ જેટલી ઝડપથી તથા ચોખ્ખાઇથી થાય તેટલે અંશે માણસની બુદ્ધિ કેળવાયેલી ગણાય છે. બુદ્ધિનું માપ સાધારણ રીતે આ રીતે જ કરવામાં આવે છે. આ સત્ય ધ્યાનમાં રાખી આ વાચનમાળાની યોજના કરવામાં આવી છે અને તેથી જ વસ્તુનો સીધો પરિચય કરાવવાની બાબત પર ખૂબ ભાર મુકવામાં આવ્યો છે.

'બાળકને તેની ઉપાધિથી પરિચિત કરવો જોઇએ' એ સૂત્ર પર વિચાર કરવાની જરૂર છે. 'બાળકની ઉપાધિ'માં શેનો સમાવેશ થાય છે

તે હવે તપાસીએ. બાળકનું ગૃહજીવન, તેના જોવામાં રોજ આવતાં સાધનો, સંસ્થાઓ, પદાર્થો, નીતિના ખ્યાલ, પ્રાણીઓ તથા વનસ્પતિઓ તેમ જ પોતાનો તાલુકો, જીલ્લો, દેશ અને આખી દુનિયા, એ બધાંનો સમાવેશ બાળકની ઉપાધિમાં થાય છે. આ વાચનમાળામાં બાળકના ગૃહજીવન, સામાજિક જીવન, તેમ જ તેની આસપાસની જડ તથા ચેતન સૃષ્ટિ તેમ જ તેનો દેશ તથા પરદેશ સાથેનો સંબંધ એટલી બાબતોના પાઠો યોજેલા છે.

ભૂગોળવિભાગમાં પોતાના તથા પારકા દેશ જોડેનો તેનો સંબંધ સમજાવવા યત્ન કર્યો છે. આ ચોપડીની પ્રસ્તાવનાની ટૂંકી મર્યાદામાં એનું વધારે લંબાણથી સ્પષ્ટીકરણ ભાગ્યે જ થઈ શકે એ દેખીતું છે.

ઉપરના જુદા જુદા વિભાગોને એકએકથી અલગ ન રાખતાં રસ અને વિવિધતા ખાતર સેળભેળ કર્યા છે. ખાસ કરીને **દેશભક્તિ તથા સ્વદેશીની ભાવનાને પોષવાની બાબત પર ખાસ ભાર મૂક્યો છે અને એ ભાવનાઓ ક્રમે ક્રમે ખીલવવાનો યત્ન કરેલો છે.**

કલ્પના અને રસવૃત્તિ બાલજીવનનાં ઘણાં ઉપયોગી અને આગળ પડતાં લક્ષણો છે. પરંતુ તેમાં જ બાલજીવનની પર્યાપ્તિ થતી નથી. એમની ખીલવણી પર હદપાર લક્ષ આપ્યાથી, બાળકની અભિવૃદ્ધિ ન ઈચ્છવા જેવી એકદેશીય થવાનો ભય છે.

નીતિશિક્ષણ તથા ધર્મખ્યાલોની બાબતમાં શિક્ષણકાર્યને ગૌણ રાખી માત્ર સૂચના કર્યાથી પરિણામ વધારે સારૂં આવશે એમ મારૂં માનવું છે. નીતિનાં સૂત્રો મોઢે કરાવવાથી અથવા તેના લાભનું વિવરણ કર્યા કરતાં નીતિને રસ્તે ચાલનારને થતો ફાયદો તથા નહિ ચાલનારને થતી હાનિ પરોક્ષ રીતે બતાવવાથી વધારે સારી અને ઊંડી અસર થશે એમ હું ધારું છું.

પહેલી તથા બીજી ચોપડીમાં ગૃહજીવન તથા સામાન્ય જ્ઞાનના વિભાગ પર વિશેષ લક્ષ આપવામાં આવ્યું છે. સામાન્ય જ્ઞાનમાં પણ પદાર્થ તથા તેમનાં ધર્મ અને નીતિ તથા સ્વચ્છતાપાલન એ બાબતો પર વિશેષ ભાર મૂકેલો છે. બીજી ચોપડીમાં સમાજજીવનના પાઠ વધારે છે તથા સંવાદપદ્ધતિ કરતાં અખંડ વાર્તાપદ્ધતિ વિશેષ દાખલ કરી છે. ઉત્તરોત્તર વાચનમાળાની ચોપડીઓનો ઝોક વિદ્યાર્થીની ગ્રહણશકિતની મર્યાદા પ્રમાણે બદલાતો રાખ્યો છે.

આ ચોપડી શીખવવાની પદ્ધતિ પહેલી ચોપડીના જેવી જ છે. એટલે તે બાબત પર અત્રે વધારે કાંઇ કહેવાનું નથી. આ ચોપડીની આ આવૃત્તિમાં કવિતાની પસંદગીમાં ઘણો ફેરફાર કર્યો છે. એ બાબતમાં આવતી સૂચનાઓનો તેમ જ અન્ય સૂચનાઓનો અમે સાભાર સ્વીકાર કરીશું. વિદ્વાનો પોતાના પાકટ અનુભવનો લાભ આપી આ વાચનમાળાને નવી પ્રજા માટે વધારે ને વધારે અનુકૂળ બનાવવાના કાર્યમાં મદદ કરશે એવી આશા છે.

છોટાલાલ બાળકૃષ્ણ પુરાણી
ભરૂચ કેળવણી મંડળ.
ભરૂચ.

——:o:——

# સાંકળિયું

## ભાગ પહેલો

## ભાગ બીજો-પ્રાણીઓ



## ભાગ ત્રીજો-ભૂગોળવિદ્યા





# બીજી ચોપડી

## ભાગ પહેલો

### પાઠ ૧ લો. અમારો દેશ સારો છે.*

( ગઝલ )

જગતના સર્વ દેશોમાં, અમારો દેશ સારો છે;
ભલે ભૂલો કરે તોયે, અમારો દેશ સારો છે. ૧

સરસ પહાડો અમારે ત્યાં, સરસ નદીઓ અમારી છે;
સરસ ફૂલો સદા ઊગે, અમારો દેશ સારો છે. ૨

પશુ પંખી જુદાં જુદાં, અમારા દેશમાં બહુયે;
બધી ચીજો અહીં પાકે, અમારો દેશ સારો છે. ૩

અમારા દેશમાં સતીઓ, અમારા દેશમાં સાધુ;
અમારા દેશમાં સૌ છે, અમારો દેશ સારો છે. ૪

પ્રભુનો પાડ માનીશું, અમોને જન્મ અહીં દીધો;
સદા ગર્વે અમે કહીશું, અમારો દેશ સારો છે. ૫

ચંદુલાલ મણિલાલ દેસાઇ.

---

* આ કવિતા દરેક બાળકને મોંઢે કરાવવી.

## પાઠ ૨ જો. વાડીમાંનો હીંચકો.



મજબૂત ધ્ + યો = ધ્યો. બાંધ્યો ચિત્ર

પાઠને મથાળે ચિત્ર છે તે જુઓ. દરેક નાનો છોકરો એ જોઈ ખુશ થાય છે. ચિત્ર જોઈ એને હીંચકાની મજા યાદ આવે છે. નાની બહેન ચંપા પડી ન જાય એવી સંભાળ રાખી અરવિંદ બેઠો છે, તે જોઈ દરેક નાની છોકરી બોલે છે, “ અહો ! કેવું મજાનું ! ”

હીંચકાની બેઠક કેવી મોટી અને પહોળી છે ! ભાઈબહેન બન્ને તેની પર સારી રીતે બેસી શકે છે.

હીંચકો ઝાડની ડાળીએ બાંધ્યો છે. હીંચકાનાં દોરડાં કેવાં જાડાં અને મજબૂત છે! હીંચકો બાંધ્યો છે તે ડાળી તો ચિત્રમાં દેખાતી નથી; પણ તે તમારા શરીર જેટલી જાડી છે. એ હીંચકો બરાબર મજબૂત છે કે નહિ તે જોવા અરવિંદના બાપાએ જાતે તેની પર બેસી જોયું. તે મજબૂત છે અને તૂટી નહિ પડે એવી ખાતરી થઈ, એટલે તેમણે અરવિંદને તેની પર બેસાડ્યો. તેમણે તેને બન્ને બાજૂ દોરડું મજબૂત ઝાલી રાખવા કહ્યું. પછી "એક, બે, ત્રણ" એમ બોલી હીંચકો ચલાવી આપ્યો.

નાના અરવિંદના પગ ભોંયે અડકતા નહોતા. હીંચકો બહુ જોરશથી ચાલતો હતો. તેણે આવા મોટા હીંચકા પહેલાં કદી ખાધા નહોતા. પણ અરવિંદ બીનો હતો કે? જરાયે નહિ. તે બીકણ નહોતો. તેના વહાલા બાપા હીંચકો ચલાવતા હતા, અને તેની સંભાળ લેવા તૈયાર હતા. અરવિંદને તેના પિતા પર બહુ વહાલ હતું. એને પૂરો ભરોસો હતો કે તેઓ તેને કંઈ ઈજા નહિ જ થવા દે.

ચંપા ત્રણ વર્ષની થઈ એટલે અરવિંદ તેને હીંચકા ખાવા વાડીમાં લઈ ગયો. ચંપા આજે

પહેલી જ વાર હીંચકે બેસતી હતી. અરવિંદ મોટો હતો. તેને તો હવે હીંચકાની જરાયે બીક લાગતી નહોતી. નાની બહેનની સંભાળ લેવાની હતી, તેથી પોતે જાણે મોટો ભાયડો થયો હોય એમ તેને લાગતું હતું. ચંપા તો જરા બીએ છે. જુઓને, એ કેવી ભાઇના પડખામાં ભરાઈ બેઠી છે અને તેણે દોરડું કેવું જોરથી પકડ્યું છે !

---

## પાઠ ૩ જો. ચંપી અને તેનાં કુરકુરિયાં.

બચ્ચાં જન્મે ગેલ

"ઓ સવિતા! ઓ સવિતા! જો તો ખરી ચંપીને બચ્ચાં થયાં!" આમ બૂમ પાડતો કનુ વાડામાંથી ઘરમાં ગયો. તેની બહેન એની બૂમ સાંભળી ઘરમાંથી દોડતી દોડતી આવી. "હેં મોટાભાઇ! ચંપીને બચ્ચાં થયાં! મારે તે જોવાં છે. ભાઇ, તે ક્યાં છે?" "બહેન, ચંપી આપણા વાડામાં પેલી ભાંગેલી કોઠી પાછળ છે. ચાલ આપણે ત્યાં જઇએ."

એમ કહી ભાઇબહેન બન્ને દોડતાં વાડામાં ગયાં. ત્યાં કોઠીની પાછળ ચંપી સૂતી હતી

અને તેની પાસે છ નાનાં કુરકુરિયાં હતાં. છોકરાં ગયાં ત્યારે તેમાંનું એક ઘાસમાં ખસવાનો પ્રયત્ન કરતું હતું. સવિતાને તે કુરકુરિયાં રમાડવાનું બહુ મન થયું.

સવિતા—ભાઈ, આપણે એ કુરકુરિયાંને ઘેર રમવા લઈ જઈએ? આપણે બાને પણ એ કુરકુરિયાં બતાવીશું.

કનુ—બહેન, હમણાં એમને ઘેર ન લઈ જવાય. એ હજુ આંખે દેખતાં નથી. એ તો આંધળાં છે.

સવિતા—હેં ભાઈ! એ આંધળાં છે?

કનુ—હા, કુતરીનાં અને બિલાડીનાં બચ્ચાં જન્મે ત્યારે આંધળાં હોય.

સવિતા—એ કેટલા દિવસ આંધળાં રહેશે?

કનુ—એ દશ દિવસ સુધી આંધળાં રહેશે. ત્યાં સુધીમાં જો ચંપી અહીંથી ઊઠી બીજે કંઈ જાય તો તેમને એક પછી એક મોંમાં ઘાલી ત્યાં લઈ જાય.

સવિતા—ભાઈ, ચંપી એમને મોંમાં પકડે, ત્યારે એના દાંત એમને ન વાગે?

કનુ—એ જ ખૂબી છે ને! એ તો એમને હલકેથી પકડી સાચવીને લઈ જાય. એને પોતાનાં બચ્ચાં પર બહુ વહાલ હોય છે. એ નાનાં છે એવામાં કોઈ એની પાસે જાય, તો તે બીજવાઈ તેને કરડવા દોડે.

સવિતા—ત્યારે તે આપણને કરડવા કેમ આવતી નથી?

કનુ—એ આપણને ઓળખે છે તેથી. એ જાણે છે કે આપણે તેની પર માયા રાખીએ છીએ, અને તેને દુઃખ દેતાં નથી. આપણે તો તેને ખાવાનું પણ આપીએ છીએ.

સવિતા—ભાઈ, ત્યારે તો એ બચ્ચાં મોટાં થશે ત્યારે આપણે એમને ઘેર લઈ જઈશું.

# પાઠ ૪ થો. સવારની સ્તુતિ.

( ભુજંગી )

અહો નાથ ! ઊભા અમે હાથ જોડી,
કરો રંક સામે કૃપાદૃષ્ટિ થોડી;
સદા તાપ ને પાપથી તો ઉગારો,
અમે માગીએ ઇશ ઓ ! પ્રેમ તારો.

ઊગ્યો સૂર્ય તો પૂર્વમાં પૂર તેજે,
ગઇ રાત વીતી, જુઓ વાત સહેજે;
પ્રભો ! તું વિના કોણ સંભાળનારો !
અમે માગીએ ઇશ ઓ ! પ્રેમ તારો.

પશુ, પક્ષી ને પ્રાણીઓ કામ લાગ્યાં,
પડી એમ ઉદ્યોગમાં સુખ માગ્યાં;
અમારી પ્રભો ! બુદ્ધિ વિદ્યા વધારો,
અમે માગીએ ઇશ ઓ ! પ્રેમ તારો.

કુડાં દુઃખ કાપી રૂડાં સુખ આપો,
અમારા શિરે નાથજી હાથ થાપો;
સુખે જાય આ આજનો દિન સારો,
અમે માગીએ ઇશ ઓ ! પ્રેમ તારો.

ખબરદાર.

# પાઠ ૫ મો. સાચું બોલનાર છોકરો.

ઝળઝળિયાં  ગુસ્સો  છેતર્યો

ચંદુલાલ નામનો એક છોકરો ઘરમાં દડો લઈ રમતો હતો. તેની બાએ તેને કહ્યું, "ચંદુભાઈ, તું ઘરમાં દડે રમ નહિ. દડાથી ફાનસનો ગોળો, છબીનો કાચ કે અરીસો ફૂટી જશે, અને તારા બાપા બહુ ગુસ્સે થશે."

ચંદુલાલે એની બાનું કહ્યું માન્યું નહિ. એ અને એનો ભાઈબંધ મણિલાલ દિવાનખાનામાં દડાથી રમવા લાગ્યા. રમતાં રમતાં ચંદુલાલના હાથમાંથી દડો છટકી ગયો અને ભીંતે લટકાવેલી એક મોટી છબીના કાચને અથડાયો. છબીનો કાચ ભાંગી કકડે કકડા થઈ ગયા.

ચંદુલાલની આંખમાં ઝળઝળિયાં ભરાઈ આવ્યાં. એને પોતાની ભૂલ સમજાઈ. માનું કહ્યું માન્યું હોત તો સારું થાત એમ તેને લાગ્યું. એના ભાઈબંધ મણિલાલે કહ્યું, "ઓહો ! ચંદુભાઈ, એમાં રડે છે શું? તું તારા બાપાને કહેજે ને કે બિલાડીએ છબી પાડી નાંખી તેથી તેનો કાચ ભાંગી ગયો." આ સાંભળી ચંદુલાલનું મોં શરમથી ઊતરી ગયું. તેણે મણિલાલને કહ્યું, "નહિ,

મણિભાઇ, એમ કેમ કહેવાય ? એ તો જૂઠું બોલ્યા કહેવાય. કાચ તો મારાથી ભાંગ્યો છે. હું તો સાચે-સાચું જે બન્યું છે તે જ કહીશ. મારા બાપાને મારા પર બહુ હેત છે. હું જૂઠું બોલું તો મેં તેમને છેતર્યા કહેવાય. હું મારા ભલા બાપાજીને કદી છેતરીશ નહિ. ”

ચંદુલાલના બાપ વેણીલાલ નિશાળમાં મહેતાજી હતા. તે દિવાનખાનામાં આવ્યા એટલે તેમણે છબીનો કાચ તૂટેલો જોયો. તેમણે ગુસ્સાથી પૂછ્યું, “ અરે ! આ મોટી છબીનો કાચ કોણે ભાંગ્યો ? ” બાપને ગુસ્સે થએલા જોઇ ચંદુલાલ ગભરાયો તો ખરો, પણ તે જૂઠું બોલ્યો નહિ. આંખમાં આંસુ સાથે તેણે કહ્યું, “ બાપાજી, એ કાચ મારાથી ભાંગ્યો છે. મેં મારી બાનું કહ્યું માન્યું નહિ અને ઘરમાં દડો રમ્યો, તે મારી ભૂલ થઇ. હું હવેથી એવું કદી કરીશ નહિ. ” પોતાના છોકરાની સાચું બોલવાની ટેવથી વેણી-લાલ બહુ ખુશ થયા. તેમણે ચંદુલાલને શિક્ષા ન કરી. ઊલટો તેને છાતી સરસો ચાંપી તેમણે કહ્યું, “ બેટા ! હમેશાં સાચું જ બોલજે. સાચું બોલનાર પર ઇશ્વર રાજી રહે છે અને તે સુખી થાય છે. જૂઠું બોલી બીજાંને છેતરનાર દુઃખી થાય છે. ”

---

## પાઠ ૬ ઠ્ઠો. જૂઠું ન બોલવું.

જૂઠું બોલી જન કદી, છેતરવાને જાય;
જૂઠું છાનું નવ રહે, લોકો જાણી જાય.
જૂઠાને લોકો બધા, કરે બહુ ફિટકાર:
માટે બાળક સૌ તમે, કરો સત્ય વહેવાર.
પ્રભુથી છાનું જગતમાં, કંઈ ર્‌હે ના તલભાર:
જૂઠો પાપી જગતમાં, પામે દુઃખ અપાર.

## પાઠ ૭ મો. મૂળાક્ષર.

મૂળાક્ષર સ્વર ઉચ્ચાર

વ્+યં=વ્યં. વ્યંજન

**નીચેના અક્ષર વાંચોઃ—**

(૧) અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, એ, ઐ, ઓ, ઔ.

(૨) ક્, ખ્, ગ્, ઘ્, ઙ્; ચ્, છ્, જ્, ઝ્, ઞ્; ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્; ત્, થ્, દ્, ધ્, ન્, પ્, ફ્, બ્, ભ્, મ્; ય્, ર્, લ્, વ્, શ્, ષ્, સ્, હ્, ળ્.

આ ગૂજરાતી ભાષાના અક્ષર છે. એ બારાખડીના અક્ષર કહેવાય છે. એમને મૂળાક્ષર પણ

 

કહે છે. ગૂજરાતી ભાષામાં ૪૫ મૂળાક્ષરો છે. તેમાં ૧૧ સ્વર અને ૩૪ વ્યંજન છે. ઉપર ( ૧ ) ની આગળ લખેલા અક્ષર સ્વર કહેવાય છે. ( ૨ ) ની આગળ લખેલા અક્ષર વ્યંજન કહેવાય છે. ઘણીવાર બે કે વધારે વ્યંજનો જોડાયેલા હોય છે. ‘ સ્વર ’ એ શબ્દમાં ‘ સ્ ’ અને ‘ વ ’ જોડાઇ ‘ સ્વ ’ એવો એક અક્ષર બનેલો છે. આ પ્રમાણે બે કે વધારે વ્યંજનોના જોડાવાથી થયેલા અક્ષર જોડાક્ષર કહેવાય છે. સ્વાદમાં ‘સ્વા’, રહ્યોમાં ‘હ્યો’, વ્યંજનમાં ‘વ્યં’ એ જોડાક્ષર છે. જોડાક્ષરમાં જે અક્ષર પહેલો હોય તેનો ઉચ્ચાર પહેલો કરવો અને તેની પછી આવેલા અક્ષરનો ઉચ્ચાર તેની પછી કરવો.



# પાઠ ૮ મો અઠવાડિયું અને તેના વાર.




ક્ + ર = ક્ર.  શુક્ર  લ્ + લ = લ્લ.  છેલ્લો

ગુરુ—હું પાટિયા પર લખું તે નામ તમે વાંચજો, અને હું બોલું તેમ બોલજો. રવિ, સોમ. મંગળ, બુધ, ગુરૂ, શુક્ર અને શનિ. રતિલાલ, હવે તું એ બધાં નામ બોલી જા. કેટલાં નામ થયાં ?

રતિલાલ—જી, રવિ, સોમ, મંગળ, બુધ, ગુરુ, શુક્ર અને શનિ. સાત નામ થયાં.

ગુરુ—એ દરેક એક એક દિવસનું નામ છે. રવિથી શનિ સુધીના સાત દિવસનું એક અઠવાડિયું થાય. અઠવાડિયાનો દરેક દિવસ વાર કહેવાય છે. સાત વારનું એક અઠવાડિયું થાય. રવિવાર અઠવાડિયાનો પહેલો દિવસ છે અને શનિવાર તેનો છેલ્લો દિવસ છે. રવિવાર અઠવાડિયાનો પહેલો વાર છે. સોમવાર બીજો વાર છે. બુધવાર અઠવાડિયાનો કેટલામો વાર છે?

સોમચન્દ્ર—જી, બુધવાર અઠવાડિયાનો ચોથો વાર છે.

ગુરુ—અઠવાડિયાનો પાંચમો વાર કયો?

માણેકલાલ—જી, પાંચમો વાર ગુરુ છે.

ગુરુ—આજે સોમવાર છે. ગઇ કાલે રવિવાર હતો. આવતી કાલે મંગળવાર થશે અને પરમ દહાડે બુધવાર થશે.

મોતીલાલ—ગુરુજી, ગઇ કાલ એટલે કયો દહાડો?

ગુરુ—આજના દિવસ પહેલાંનો દહાડો તે ગઇ કાલ. આજનો દિવસ પૂરો થશે એટલે નવો

દિવસ થશે. તે આવતી કાલ કહેવાય છે. હવે અઠવાડિયાના વાર યાદ રાખવા હું તમને કવિતા કહું તે તમે મોઢે કરજો.

રવિ પછી તો સોમ છે. ત્રીજો મંગળવાર;
ચોથો બુધ, ગુરુ પાંચમો, પછી શુક્ર છે વાર. ૧
શનિવાર તે સાતમો, છેલ્લો વાર ગણાય;
એમ એક અઠવાડિયું, સાત વારનું થાય. ૨



# પાઠ ૯ મો. પખવાડિયું અને તિથિઓ.




ક્+લ=ક્લ. શુક્લપક્ષ.

ક્+ઋ=કૃ. ષ્+ણ=ષ્ણ. કૃષ્ણપક્ષ.

બે અઠવાડિયાંનું એક પખવાડિયું થાય. પખવાડિયું કેટલા દિવસનું થાય? પખવાડિયું પંદર દિવસનું થાય. પખવાડિયાનો દરેક દિવસ તિથિ

કહેવાય છે. પખવાડિયાની તિથિ કેટલી ? પખ-વાડિયાની તિથિ પંદર હોય છે. પખવાડિયાનું બીજું નામ પક્ષ છે. બે પખવાડિયાનો એક માસ કે મહિનો થાય. મહિનાનાં પખવાડિયાં કેટલાં? મહિનાનાં અઠવાડિયાં કેટલાં ? પખવાડિયાના દહાડા કેટલા ? મહિનાના દિવસ કેટલા ? બાર મહિના મળી એક વર્ષ થાય. વર્ષના મહિના કેટલા ? વર્ષનાં અઠવાડિયાં કેટલાં ?

એક પખવાડિયામાં ચંદ્ર દહાડે દહાડે મોટો થતો જાય છે. એ પખવાડિયાને અજવાળિયું કહે છે. એક પખવાડિયામાં ચંદ્ર રોજ નાનો ને નાનો થતો જાય છે. એ પખવાડિયાને અંધારિયું કહે છે. હું અજવાળિયાની તિથિનાં નામ બોલું છું. પડવો, બીજ, ત્રીજ, ચોથ, પાંચમ, છઠ, સાતમ, આઠમ, નોમ, દશમ, અગિયારશ, બારશ, તેરશ, ચૌદશ અને પૂનમ. અંધારિયાની તિથિઓનાં પણ એ જ નામ છે, પણ અંધારિયાની છેલ્લી તિથિ અમાસ કહેવાય છે. અજવાળિયાનો છેલ્લો દહાડો અથવા છેલ્લી તિથિ પૂનમ છે. પૂનમ પછી અંધારિયું શરૂ થાય. અંધારિયાનો છેલ્લો દહાડો અમાસ છે. અમાસ પછી અજવાળિયું શરૂ થાય.

અજવાળિયાની તિથિઓ સુદ તિથિઓ કહેવાય

છે. અંધારિયાની તિથિઓ વદ તિથિઓ કહેવાય છે. અજવાળિયાનું બીજું નામ શુક્લપક્ષ છે. અંધારિયાનું બીજું નામ કૃષ્ણપક્ષ છે. અમાસને દિવસે ચંદ્ર બિલકુલ દેખાતો નથી.

અજવાળિયાની છેલ્લી તિથિ કઇ ? કયા પખવાડિયામાં ચંદ્ર રોજ મોટો થતો જાય છે ? કયા દિવસ પછી અજવાળિયું શરૂ થાય છે ? કઇ તિથિઓ સુદ તિથિઓ કહેવાય ? મહિનાનાં પખવાડિયાં કેટલાં ? કૃષ્ણપક્ષ એટલે શું ? કયે દિવસે રાતે ચંદ્ર બિલકુલ દેખાતો નથી ? રાતે એકલા તારા કયે દિવસે દેખાય ? ચંદ્ર આકાશમાં એકલો ક્યારે હોય છે ?



## પાઠ ૧૦ મો. પ્રભાતિયું.

જાગને જાદવા, કૃષ્ણ ગોવાળિયા,
તુજ વિના ધેનમાં કોણ જાશે ?

ત્રણસેં ને સાઠ ગોવાળ ટોળે મળ્યા,
વડો રે ગોવાળિયો કોણ થાશે ?—જાગને૦

દહીં તણાં દહીંથરાં, ઘી તણાં ઘેબરાં,
કઢિયેલ દૂધ તે કોણ પીશે ?

હરિ તારો હાથિયો, કાળિનાગ નાથિયો,
ભૂમિનો ભાર તે કોણ વહેશે ?—જાગને૦

જમુનાને તીરે ગોધેન ચરાવતાં
મધુરી શી મોરલી કોણ વાશે ?

ભણે મહેતો નરસૈંયો ગુણ ગાઇ રીઝિયો,
બૂડતાં બાંહેડી કોણ સહાશે ?—જાગને૦

નરસિંહ મહેતા.

## પાઠ ૧૧ મો. વાંદરાંની વાતો-ભાગ ૧.

વિસામો લુચ્ચાં નાળિયેર

એક વેપારી લાલ ટોપીઓનું પોટલું લઇ એક જંગલમાં થઇ જતો હતો. બપોરે તાપ બહુ પડવા માંડયો, અને તે ચાલીને થાકયો હતો. તેથી તેણે વિસામો લેવાનો વિચાર કર્યો. તે એક ઝાડ નીચે બેઠો અને પેલું પોટલું છોડી તેમાંથી એક ટોપી પહેરી થાક ખાવા જરા આડો થયો.

તે ઝાડ પર વાંદરાંની મોટી સેના બેઠી હતી. વાંદરાંએ તેને ટોપી પહેરતાં જોયો હતો. કોઇ માણસ કંઇ કામ કરતું હોય, તો તે જોઇ તેના જેવું કરવાની વાંદરાંને ટેવ હોય છે. પેલો વેપારી સૂતો

કે તરત જ ધીમેધીમે એક પછી એક તે વાંદરાં નીચે ઊતર્યાં, અને હળવેથી પેલા પોટલામાંથી એક એક ટોપી લઇ પોતાને માથે પહેરી ઝાડ પર ચઢી ગયાં.

થોડી વાર પછી પેલો વેપારી જાગ્યો, અને જુએ તો પોટલામાં એકે ટોપી ન મળે. તે આમ જુએ અને તેમ જુએ. આખરે ઝાડની ઘટામાં ચિચિયારીઓ સાંભળી તેણે ઉપર જોયું, તો ઝાડની ડાળીઓ પર વાંદરાં બેઠાં હતાં. ને દરેકે માથે ટોપી પહેરેલી હતી. વાંદરાંની પાસેથી ટોપીઓ કેવી રીતે પાછી લેવી તેની તેને સૂઝ ન પડી. આખરે તેણે ચીડાઇ પોતે પહેરી હતી તે ટોપી માથેથી કાઢીને ભોંય પર ફેંકી કહ્યું, "લુચ્ચાં ચોર, બધી ટોપીઓ લઇ ગયાં તો આ પણ લઇ જાઓ." તેને માથા પરથી ટોપી કાઢી ભોંય પર ફેંકતો જોયો, એટલે બધાં વાંદરાંએ પણ તેમ જ કર્યું. આ રીતે વેપારીને તેની બધી ટોપીઓ પાછી મળી.

વાંદરાંની આ ટેવ લંકાના લોક જાણે છે. તે અવાજ કરી વાંદરાંને નાળિયેરના ઝાડ પર ચઢાવે છે. પછી તેઓ વાંદરાંને નીચેથી પથરા મારે છે. એટલે વાંદરાં ઝાડ પરથી તેમને નાળિયેર મારે છે.

પછી તે લોકો નીચે પડેલાં નાળિયેર એકઠાં કરે છે. આવી રીતે તે લોકો વાંદરાં પાસે મફત મજૂરી કરાવે છે.

---

## પાઠ ૧૨ મો. વાંદરાંની વાતો–ભાગ ૨.

ગભરાઇ શક્તિ અટપલાં

એક માણસે વાંદરો પાળ્યો હતો. તેને ઘેર લગ્ન હતું, તેથી તે પોતાનું ઘર રંગાવતો હતો. કારીગરો પીંછી લઇ રંગમાં બોળી લાકડે ચોપડતા હતા. તે તે રોજ જોયા કરતો હતો. એક દિવસ બધા કારીગર અને મજૂર જતા રહ્યા પછી તે ધીમેથી ઘરમાં ગયો અને પાળેલી બિલાડી પકડી લાવ્યો. બિલાડી બહુયે ગભરાઇ અને મિયાઉં, મિયાઉં કરવા લાગી, પણ શું કરે ? વાંદરાએ પોતાના પગ વતી તેને મજબૂત પકડી રાખી, અને એક હાથે તેનું માથું પકડી બીજે હાથે રંગમાં પીંછી બોળીને તેને મોઢે રંગ લગાડવા માંડયો. એટલામાં ઘરમાંથી એક નોકર આવ્યો, તેણે બિલાડીને છોડાવી. આ ગમત જોઇને તેને ખૂબ હસવું આવ્યું.

એકવાર આ વાંદરે પોતાના શેઠને શરીરે સાબુ ચોળી નહાતાં જોયા. એ નાહીને ગયા એટલે

વાંદરાભાઈ પાટલા પર બેઠા, અને માથા પર પાણી રેડી શરીરે સાબુ લગાડવા લાગ્યા ! આ પ્રમાણે નાહી ચોખ્ખા થઈ ને બહાર તડકામાં તાપવા ગયા !

માણસ જેવું કરે તેવું કરવાની શક્તિ વાંદરાં-માં છે, તેથી મદારી લોક તેમને પાળી જુદા જુદા ખેલ કરતાં શીખવે છે. વાંદરાં ચાલાક તો છે, પણ બહુ અડપલાં અને તોફાની હોય છે.



## પાઠ ૧૩ મો. દશ ગણો.



રિસાળ  કુટેવ  બેદરકાર  સુંદર  કુમળા

મણિલાલના કાકા મુંબઇથી આવ્યા હતા. તે તેને માટે એક નાનીશી કોદાળી લાવ્યા હતા. તેમણે મણિલાલને બોલાવ્યો અને તેને પેલી કોદાળી તથા બિયાંની એક ડબ્બી આપી.

મણિલાલના બાપે તેને બાગ બનાવવા માટે વાડામાં જમીનનો એક નાનો ટૂકડો આપ્યો હતો.

કોદાળી અને બી મળ્યાં કે તુરત જ મણિલાલ ઘરની પાછળ વાડામાં ગયો, અને પોતાના બાગની જમીન ખોદવા લાગ્યો. તેની બહેન ચંદન તેની પાસે ઊભી ઊભી વાતો કરતી હતી. તેના હાથમાં બિયાંની ડબ્બી હતી.

તે વાતો કરતી હતી તેવામાં તેના હાથમાંથી તે ડબ્બી નીચે પડી ગઈ. ડબ્બીનું ઢાંકણું ઊઘડી ગયું અને બધાં બી જમીન પર વેરાઇ ગયાં.

ચંદન બહુ ભલી અને ડાહી છોકરી હતી. બિયાં વેરાઈ જવાથી પોતાના ભાઇને બહુ દુઃખ થશે એમ જાણી તે રડી પડી, અને બોલી, " મણિ-ભાઈ, તું મારી જોડે કેમ નથી બોલતો ? શું તને રીસ ચઢી છે ?" પણ મણિલાલ કંઈ બોલ્યા વગર મૂંગો ઊભો રહ્યો. ચંદને ફરીથી પૂછ્યું, " મણિભાઈ, તું મારી જોડે કેમ બોલતો નથી ?" મણિલાલે કહ્યું, " બહેન, હું દશ ગણતો હતો, તેથી તારી જોડે ન બોલ્યો." ચંદને પૂછ્યું, " દશ ગણતો હતો ! શા માટે દશ ગણતો હતો ?" મણિલાલે કહ્યું, "કાકાએ મને કહ્યું છે કે જ્યારે રીસ ચઢે, ત્યારે કંઈ પણ બોલતાં પહેલાં દશ ગણવા. ચંદનબહેન, હું બહુ રિસાળ છું, અને ઘણીવાર એકદમ રિસાઉં છું.

મારી એ કુટેવ મારે સુધારવી છે. વહાલી બહેન, હું તારી જોડે નકામો લડું છું અને તને દુઃખ દઉં છું."

ચંદને કહ્યું, "મણિભાઈ, તું કેવો માયાળુ છે ! મેં ડબ્બી પાડી નાખી એ મારી બેદરકારી કહેવાય. પણ જો ભાઈ, મેં બધાં બી પાછાં વીણી લીધાં છે."

જમીન ખોદાઈ રહી એટલે ભાઇબહેને તેમાં બી વાવ્યાં; એ બી એવી રીતે વાવ્યાં કે ઊગે ત્યારે "મણિલાલ" એવું નામ વંચાય. રોજ બેઉ ભાઈ-બહેન બીને પાણી પાવા અને કંઈ ઊગ્યું છે કે કેમ તે જોવા જાય. એક દિવસે સવારના મણિલાલ આવીને જુએ છે તો લીલાંછમ કૂમળાં પાંદડાં જમીનની બહાર નીકળી આવ્યાં હતાં. તે એની બહેનને બોલાવવા દોડતો ઘરમાં ગયો. દિવસે દિવસે એ છોડ મોટા થયા, અને આખરે તેમની ઉપર સુંદર ફૂલ પણ બેઠાં. એથી છોકરાંઓને ઘણો આનંદ થયો.



# પાઠ ૧૪ મો. મૂળ તથા મેળવણીના રંગ.

શ્‌+ર=શ્ર    મિશ્ર

આ પીંછી છે અને આ લાલ, પીળા તથા વાદળી રંગની ગોટીઓ છે. પીંછીને પાણીમાં બોળી લાલ રંગની ગોટી પર ઘસો. પછી પીંછી પર થોડો લાલ રંગ લઇ સફેદ કાગળ પર તે રંગ લગાવો. પછી બીજી પીંછીથી લાલ રંગ પર પીળો રંગ લગાવો. આમ કરવાથી નવો રંગ થાય છે. લાલને બદલે હવે નારંગી રંગ થાય છે.

હવે પહેલાં, કાગળ પર પીળો રંગ કરી તેની ઉપર વાદળી રંગ ચડાવો. પીળો અને વાદળી મળી લીલો રંગ થશે. તેવી રીતે લાલ અને વાદળી મળવાથી જાંબુડિયો રંગ થશે.

નારંગી, લીલો અને જાંબુડિયો એ ત્રણ રંગ બે રંગ મળવાથી થાય છે, તેથી તેઓ મેળવણીના રંગ અથવા મિશ્ર રંગ કહેવાય છે. લાલ, પીળો અને વાદળી એ મૂળ રંગ કહેવાય છે. લાલ, પીળો અને વાદળી એ ત્રણ મુખ્ય રંગ મેળવતાં કાળો રંગ બને છે. કાળા અને ધોળા રંગનું મિશ્રણ કર્યાથી રાખોડિયો રંગ થાય છે.

( દોહરો )

લાલ પીળો ને વાદળી, મૂળ રંગ કહેવાય;
બાકીના બીજા બધા, મેળવણીથી થાય.

## પાઠ ૧૫ મો. સીમની સહેલ.

આંબાવાડિયું પતંગિયાં ગોટા ટહુકતી
ચ્+છ=ચ્છ. ગુચ્છાદાર

એક દિવસ ગુરુજીએ કહ્યું, " છોકરાઓ કાલે નિશાળમાં રજા છે; આપણે ગામની બહાર સહેલ કરવા જઈશું ? " બધા છોકરાએ હા કહી. સહેલના વિચારથી બધા રાજી રાજી થઈ ગયા. બીજે દિવસે સવારમાં બધા ભેગા મળી ગામની બહાર આંબાવાડિયામાં ગયા. સામેનું ચિત્ર જુઓ, એટલે તમે તેમને જોશો.

આંબાવાડિયામાં આંબા પર બહુ મોર આવ્યો હતો. મોરની સુગંધ ભળવાથી હવા સુગંધવાળી થઈ હતી. બધા છોકરા આંબાની ઘટા નીચે બેઠા. એક પાણીનો ઝરો ખળખળ કરતો, નાચતો કૂદતો, તડકામાં હસતો, તેમના પગ આગળ થઈ વહેતો હતો. એ ઝરો આ આંબાવાડિયામાં થઈ આગે એક નદીને મળતો હતો. ગુચ્છાદાર પૂંછડાવાળી



ખિસકોલીઓ ઝાડની ડાળીઓ પરથી તેમના તરફ જોતી હતી, અને આમતેમ દોડતી કૂદતી હતી. આંબાની ઘટામાંથી કોયલ ટહૂકતી હતી.

સામે ખેતરોમાં, ઊંચા છોડ પવનથી આમતેમ ડોલતા હતા. પવન આવતો ત્યારે તેમનાં પહોળાં

પાંદડાં એકસામટાં ફડફડતાં. તે વખતે મધુરો અવાજ સંભળાતો. જાણે છોડ ગાતા હોય તેમ લાગતું.

વાડીમાં આનંદી પતંગિયાં તથા મોટા ભમરા એક ફૂલ પરથી બીજા ફૂલ પર ઊડતાં હતાં. વાડની પાછળ જંગલ હતું.

કેટલાક છોકરા વાડમાં ઊગેલાં ફૂલ વીણવા લાગ્યા. કેટલાક ફૂલ વીણી વીણી માળા તથા ગોટા બનાવવા લાગ્યા. બીજા કેટલાક ઝાડ પર બાંધેલે હીંચકે હીંચકો ખાવા લાગ્યા. જુઓ, પેલો છોકરો તો વળી ઝરાના ચોખ્ખા ઠંડા પાણીમાં પગ રાખીને ઊભો છે! બધા છોકરા ખુશ છે. તેમને બહુ મજા પડે છે. અહીં આવવું તેમને બહુ ગમે છે. જંગલનો આ ભાગ ઘણો જ સુંદર છે.



# પાઠ ૧૬ મો. ઋતુઓની સમજ.

શિયાળો ઉનાળો ચોમાસું

લૂ દાઝે

બાપાજી, હું તો હમણાં જ નિશાળેથી આવ્યો અને એટલામાં સાંજ પડી ગઇ ! મારે રમવા જવું હતું, પણ હવે શું કરૂં ? સાંજ આટલી બધી વહેલી કેમ પડી ગઇ ? પહેલાં તો હું નિશાળેથી આવી રમવા જતો અને રમીને આવતો, ત્યારે સાંજ પડતી હતી !

નટવર, આ શિયાળો છે. જોને, સવારે કેવી ટાઢ પડે છે ! બધા લોકો કેવા ચાદર કે શાલ ઓઢી જાય છે ! રાતે તારાથી એકલી ચાદર ઓઢી સુવાય છે ?

ના બાપાજી, ચાદર પર રજાઇ લઉં ત્યારે ટાઢ ખળે છે.

નટવર, જે મહિનાઓમાં આવી ટાઢ પડે તે શિયાળાના મહિના કહેવાય. શિયાળામાં દહાડો ટૂંકો થાય અને રાત લાંબી થાય.

બાપાજી, દહાડો ટૂંકો કેવી રીતે થાય ?

નટવર, બોલ જોઉં, દહાડો કોને કહેવાય ? તું તે શીખી ગયો છે ને ?

હા બાપાજી, સૂર્ય ઊગે ત્યારથી આથમે ત્યાં સુધીનો વખત દહાડો કહેવાય.

ત્યારે જો, શિયાળામાં સૂર્ય મોડો ઊગે છે અને વહેલો આથમે છે; એટલે દહાડો ટૂંકો થયો ને? પહેલાં સાત વાગતામાં આપણા ઘરમાં સૂર્યનું તેજ આવતું હતું, અને હવે તો આઠ વાગે તે આવે છે. પહેલાં તું નિશાળેથી આવી રમવા જતો અને રમીને આવતો ત્યારે અંધારું થતું; હવે તો તું નિશાળેથી આવે છે, એટલામાં અંધારું થઇ જાય છે.

બાપાજી, આવી ટાઢ ક્યાં સુધી રહેશે?

ભાઇ, ચાર મહિના આવી ટાઢ રહેશે. દિવાળીથી ટાઢ પડવા માંડે અને હોળી સુધી પડ્યા કરે.

બાપાજી, ત્યારે એ ચાર મહિના શિયાળો કહેવાય?

હા, ભાઇ.

શિયાળો થઇ રહે પછી શું?

શિયાળો થઇ રહે એટલે ટાઢ જતી રહે. પછી ગરમી પડવા માંડે. પછી ખૂબ તાપ પડે. જોડા પહેર્યા વગર બહાર જઇએ તો પગ દાઝે. બપોરે ઊની લૂ વાય. બપોરે બહાર જવું ગમે નહિ. રાત્રે ઓઢવું ન પડે. શરીરે કપડાં પહેરવાં ન ગમે.

બાપાજી, એવું થાય ત્યારે શું થયું કહેવાય ?

ત્યારે ઉનાળો થયો કહેવાય. ઉનાળામાં દહાડો લાંબો અને રાત ટૂંકી થાય. સવારે સૂર્ય વહેલો ઊગે અને સાંજે મોડો આથમે.

ત્યારે બાપાજી, વરસાદ પડે તે શું કહેવાય ?

તે ચોમાસું કહેવાય. ચોમાસામાં આકાશ કાળાં વાદળાંથી છવાઇ જાય. ઘણીવાર તો સૂર્ય દેખાતો બંધ થઇ જાય. પછી જોરથી પવન વાય અને આકાશમાંથી વરસાદનાં ટીપાં જોરથી પડવા માંડે. જમીન પર બધે પાણી પાણી થઇ જાય. છત્રી વગર બહાર નીકળીએ તો પલળી જવાય. ચોમાસામાં નદીઓમાં રેલ આવે. ચોમાસામાં પણ દહાડા લાંબા અને રાત ટૂંકી હોય છે.

ત્યારે જો નટવર ! શિયાળો, ઉનાળો અને ચોમાસું એ વર્ષની ઋતુઓ કહેવાય.

બાપાજી, વર્ષમાં ઋતુ ત્રણ હોય છે, ખરું ને ?

હા.



# પાઠ ૧૭ મો. ઋતુઓની કવિતા.

શિયાળે શીતળ વા વાય, પાન ખરે વઉં પેદા થાય;
પાકે ગોળ કપાસ કઠોળ, તેલ ધરે ચાવે તંબોળ.
ધરે શરીરે ડગલી શાલ, ફાટે ગરીબ તણા પગ ગાલ;
ઘટે દિવસ વધી મોટી રાત, તનમાં જોર મળે ભલી ભાત.
ઉનાળે ઊંડાં જળ જાય, નદી સરોવર જળ સુકાય;
પામે વનસ્પતિ સૌ પાન, કેસૂડાં રૂડાં ગુણવાન.
સારા હોજ ફુવારા બાગ, પ્યારા ચંદન પંખા લાગ;
બોલે કોયલ મીઠા બોલ, તાપ પડે તે તો વણતોલ.
ચોમાસું તો ખાસું ખૂબ, દીસે દુનિયા ડૂબાડૂબ;
લોક ઉચ્ચારે રાગ મલાર, ખેતર વાવે ખેતીકાર.
ચંપા ચંપેલી જૂઇ જાય, ફૂલ ગુલાબ ભલાં ફુલાય;
છત્રી ચોમાસે સુખ માટ, ચાખડીઓ હીંડોળા ખાટ.

દલપતરામ.

---

# પાઠ ૧૮ મો. રીંછની વાત.

ચાલો હું તમને રીંછની એક વાત કહું. એક મદારી રીંછ લઇ ધર્મશાળામાં ઊતર્યો. રીંછને ચોગાનમાં બાંધી તે વાળુ કરવા બેઠો. ધર્મશાળાને ઉપલે માળ કોઇ માણસ રહેતો હતો. ત્યાં દીવો

બળતો હતો, અને ત્રણ છોકરાં રમતાં હતાં. ચોગાનમાં બહુ વાર બેસી રીંછ કંટાળ્યું. મદારીએ તેને બરોબર બાંધ્યું નહોતું તેથી જરા જોર કરતાં તેની સાંકળ છૂટી ગઇ. હવે તેણે તો ધર્મશાળાના દાદરા પર ચડવા માંડ્યું.

ઉપર જઇ તેણે બારણાને ધક્કો માર્યો. બારણું ફડાક ઊઘડી ગયું, અને રીંછ ઓરડામાં દાખલ થયું. પહેલાં તો છોકરાં બીધાં અને ખૂણામાં ભરાઇ ગયાં. પણ રીંછે તે બધાંને એક પછી એક શોધી કાઢ્યાં. હવે તો છોકરાંની બીક ભાંગી ગઇ. તેમણે હવે રીંછ જોડે રમવા માંડ્યું. બંદુકની પેઠે ખભે લાકડીઓ મૂકી તેમણે 'સિપાઇ, સિપાઇ' રમવા માંડ્યું. તેમણે રીંછને પણ એક લાકડી આપી. તેમની પેઠે તેણે પણ તે ખભે મૂકી. પછી આખા ઓરડામાં તેમણે કૂચ કરવા માંડી.

છોકરાંની મા બહાર ગઇ હતી તે એટલામાં પાછી આવી. બારણું ઉઘાડી અંદર આવી. રીંછને જોતાં તો તેનું કાળજું ફફડી ગયું. પણ એટલામાં સૌથી નાના છોકરાએ આવી કહ્યું, "બા, બા, અમે સિપાઇ, સિપાઇ, રમીએ છીએ." એટલામાં મદારી રીંછ શોધવા આવ્યો, અને રીંછને નીચે લઇ ગયો.

# પાઠ ૧૯ મો. હાથીની વાતો.

( ૧ )

એક હાથી સાંજે તળાવે પાણી પીવા જતો હતો. રસ્તે દરજીની દુકાન આવી. હાથીનો માવત દરજી જોડે કાંઇ વાત કરતો હતો. હાથીએ દુકાનની બારીમાં પોતાની સૂંઢ નાંખી. દરજીએ તેને કેળાં આપ્યાં.

બીજે દહાડે પણ હાથીએ દરજીની બારીમાં સૂંઢ નાંખી. દરજીએ તેને કાંઇ ખાવાનું આપ્યું. રોજ સાંજે પાણી પીવા જતાં હાથી દરજીની બારીમાં સૂંઢ ધરે અને દરજી રોજ તેને કાંઇ ખાવાનું આપે.

એક દિવસ દરજી બહુ કામમાં હતો. ગામમાં લગનસરા ચાલતી હતી અને તેને બહુ લૂગડાં શીવવાનાં હતાં. હાથીએ રોજની પેઠે બારીમાં સૂંઢ ઘાલી. દરજીએ તેને કાંઇ ખાવાનું ન આપ્યું પણ તેની સૂંઢમાં સોય ઘોંચી, હાથીએ એકદમ સૂંઢ ખેંચી લીધી.

હવે હાથીએ શું કર્યું ? પાણી પી રહ્યા પછી તેણે સૂંઢમાં પાણી ભરી રાખ્યું. પછી દરજીની દુકાન આવી એટલે તેણે તેમાં જોરથી તે પાણી છાંટ્યું. દરજીનાં બધાં લૂગડાં ખરાબ થઇ ગયાં.

( ૨ )

એકવાર એક હાથી તોફાને ચઢ્યો. હાથીખાનામાંથી તે સાંકળ તોડી નાઠો. જે તેની અડફેટમાં આવે તેને સૂંઢના સપાટા મારતો, ચીસો પાડતો, તે ગામમાં દોડ્યો. બધા લોક બીને આમતેમ નાસવા લાગ્યા. હાથી દોડતો આવતો હતો, ત્યાં રસ્તામાં એક નાનું છોકરું રમતું હતું. આસપાસ ઊભેલા લોકોએ બહુયે બૂમો પાડી પણ તે છોકરું ખસ્યું નહિ.

છોકરાની પાસે આવ્યો એટલે પેલો ગાંડો હાથી દોડતો ઊભો રહ્યો. પોતાની સૂંઢથી તે છોકરાને બાજૂ પર મૂકી તે આગળ દોડ્યો. એ છોકરું તેના માવતનું હતું અને તેણે તેને ઝટ ઓળખ્યું.

હાથી બહુ હોશિયાર પ્રાણી છે. લંકામાં લોકો તેને પાળે છે અને તેની પાસે મજૂરી કરાવે છે. તેને તેઓ ભારે લાકડાં સીંચવાનું કામ સોંપે છે. તે બહુ સારી રીતે લાકડાં ગોઠવી દે છે. એની સૂંઢ વડે એ ભોંય પરથી બેઆની જેવડી નાની ચીજ પણ ઉપાડી શકે છે.



# પાઠ ૨૦ મો. પ્રામાણિક છોકરો.

શિક્ષા સચ્ચાઈ

ન્+દ્+ર=ન્દ્ર. નરેન્દ્ર શ્+વ=શ્વ. ઈશ્વર

એક માણસ જામફળની ટોપલી માથે લઈ બજારમાં જતો હતો. રસ્તે ચાલતાં તેની ટોપલી-માંથી ત્રણ ચાર જામફળ નીચે પડી ગયાં. તે માણસને તેની ખબર ન પડી. તે તો આગળ ચાલ્યો જતો હતો.

શિવશંકર નામના એક નાના છોકરાએ ટોપલી-માંથી જામફળ પડતાં જોયાં. તેણે તે જામફળ વીણી લીધાં, અને ટોપલીવાળાને બૂમ પાડી કહ્યું, “ ઓ ભાઈ! ઓ ભાઇ! જરા ઊભા રહો. તમારી ટોપલી-માંથી આ જામફળ પડી ગયાં તે લો.” એમ કહી તે છોકરાએ તે માણસને જામફળ આપી દીધાં.

નરેન્દ્ર નામનો એક છોકરો ઊભો ઊભો આ બનાવ જોતો હતો. પેલો માણસ ગયો એટલે તે શિવશંકર પાસે આવ્યો અને કહ્યું, “તેં શું કામ ટોપલીવાળાને જામફળ આપી દીધાં? એને તો તે પડી ગયાની ખબરે નહોતી. તારી જગાએ હું હોત તો જામફળ કદી પાછાં ન આપત.” પેલા છોકરાએ કહ્યું, “આપણાથી એ જામફળ કેમ લેવાય? એ કંઈ

આપણાં હતાં ? મારા બાપાજીએ મને કહ્યું છે કે જે ચીજ આપણી ન હોય તે પૂછ્યા વગર લઇએ તો ચોરી કરી કહેવાય. ચોરી કરીએ તો ઇશ્વર આપણને શિક્ષા કરે, અને આપણું ભલું ન થાય." નરેન્દ્રે કહ્યું, "પણ તેં જામફળ લીધાં છે એ પેલો માણસ કંઈ જાણતો હતો ? જામફળ ભોંય પર પડ્યા પછી કંઈ એનાં હતાં ?"

શિવશંકરે કહ્યું, "ભોંય પર પડ્યાં એટલે શું તે મારાં થયાં ? જે ચીજ આપણી ન હોય તે લઈએ એટલે ચોરી જ કરી કહેવાય."

નરેન્દ્રના બાપા ત્યાં થઈ જતા હતા, તેમણે આ છોકરાઓ વચ્ચે થયેલી વાત સાંભળી. તેમણે શિવશંકરને શાબાશી આપી કહ્યું, "શિવશંકર, તેં બહુ સારું કામ કર્યું, તારી રીત મને બહુ ગમી. તું તારી સચ્ચાઈની ટેવ છોડીશ નહિ તો બહુ સુખી થઈશ." પછી નરેન્દ્ર તરફ ફરી તેમણે કહ્યું, "નરેન્દ્ર, શિવશંકર કહે છે તે ખરું છે. શિવશંકરે જામફળ લીધાં એ વાત તે માણસે ન જાણી, પણ ઈશ્વર કંઈ જાણ્યા વગર રહેવાનો છે ? ચોરી કરી જામફળ ખાવાં તેના કરતાં જામફળ ન ખાવાં એ વધારે સારું છે. નરેન્દ્ર, તું આ છોકરા જેવો પ્રામાણિક

થવા મથજે. ઘરમાંથી પણ કોઇની પેન, પેન્સિલ કે કંઇ ચીજ છાનીમાની લેવી નહિ. પારકી ચીજ છાનીમાની લઇએ તો ચોરી કરી કહેવાય. ચોરી કરીએ તો ઈશ્વર ગુસ્સે થાય."

---

## પાઠ ૨૧ મો. સોબત તેવી અસર–ભાગ ૧.

ઉમંગ   દુઃખ   અફસોસ   ભંડાર   વાસ્યું

રમણલાલ શેઠે પોતાના છોકરા કાન્તિને કેટલાક ખરાબ છોકરાઓ જોડે રમતો દીઠો. તે છોકરાઓ ગાળો બોલતા હતા, અને રસ્તા પર જતાં આવતાં માણસોની મજાક કરતા હતા. પહેલાં કાન્તિ બહુ સારો હતો. તે રોજ પોતાના પાઠ ધ્યાન આપીને કરી જતો. વર્ગમાં એનો નંબર ઊંચો રહેતો. ઘરમાં પણ તે તેની બાને ઘરના કામમાં મદદ કરતો. તેની બા બોલાવતી કે તરત તે હસતે મોઢે તેની પાસે જતો અને તેને જે કામ કરવાનું કહે તે ઉમંગથી કરતો. પણ હમણાં તે બગડ્યો હતો. તે બરાબર ભણતો નહિ અને ઘરમાં કામ પણ બરાબર કરતો નહિ. એની એવી રીતભાતથી એની બાને બહુ દુઃખ થતું

હતું. તેના બગડવાનું કારણ હવે તેના બાપને સમજાયું. ખરાબ છોકરાઓ જોડે રમતો જોઈ તેના બાપને ઘણી દિલગીરી થઈ. પણ તે વખતે તો તે કંઈ બોલ્યા નહિ.

બીજે દહાડે રમણલાલ બજારમાંથી છ આફૂસની કેરીઓ લઈ આવ્યા અને તેમણે તે કાન્તિને આપી. કાન્તિ તો ખુશખુશ થઈ ગયો. કેરીઓ આપતાં રમણલાલે કહ્યું, "કાન્તિભાઇ, એ કેરીઓ જરા કાચી છે. તેમને બે ચાર દિવસ રહેવા દેજે એટલે તે બરાબર પાકી જશે." કાન્તિએ તે કેરીઓને એક છાબડીમાં ભરી તે છાબડીને ભંડારમાં મૂકી. કાન્તિ છાબડીને ભંડારમાં મૂકતો હતો તે વખતે તેના બાપા ત્યાં આવ્યા, અને એક કોહી ગયેલી કેરી પેલી કેરીઓ જોડે મૂકી. કાન્તિએ કહ્યું, "બાપાજી, આ તો કોહેલી છે. એ આ સારી કેરીઓને બગાડશે." રમણલાલે કહ્યું, "તું શું એમ ધારે છે ? આ સારી કેરીઓ વધારે છે તે આ એક ખરાબ કેરીને શું નહિ સુધારે ?" એમ કહી તેમણે ભંડારનું બારણું વાસ્યું.



# પાઠ ૨૨ મો. સોબત તેવી અસર-ભાગ ૨.

દિવસ શિખામણ

ચાર દિવસ પછી રમણલાલ શેઠે કાન્તિને પેલી કેરીઓ બહાર કાઢવા કહ્યું. છાબડી બહાર કાઢી તો બધે ગંધ ગંધ થઈ રહી. માથું ફાટી જાય એવી ખરાબ વાસ આવવા લાગી. બધી કેરીઓ કોહી ગયેલી તેમણે જોઈ. આંખમાં આંસુ સાથે કાન્તિ બોલી ઊઠયો, "બાપાજી, મેં નહોતું કહ્યું કે કોહેલી કેરી સારી કેરીઓને બગાડશે ? જુઓ ! આ બધી કેરીઓ સડી ગઈ છે." રમણલાલે કહ્યું, "તો ભાઈ, મેં તને ઘણીવાર નથી કહ્યું કે ખરાબ છોકરાની સોબતથી તું ખરાબ થઈશ ? છતાં તું મારું કહ્યું માનતો નથી. તો આ કેરીઓના દાખલા પરથી શિખામણ લેજે. જો તું ખરાબ છોકરાની સોબત રાખીશ, તો તું ખરાબ થઈશ." કાન્તિ આ શિખામણ કદી ભૂલ્યો નહિ. એના ખરાબ ભાઇબંધો એને રમવા બોલાવતા ત્યારે પેલી કેરીની વાત એને યાદ આવતી અને તેથી એ તેમની જોડે રમવા જવાની ના પાડતો.



## પાઠ ૨૩ મો. સંગ રંગ.

છંદ ઘાટ સહવાસ

( છપ્પો )

જેને જેવો સંગ, રંગ બહુ તેવો બેસે,
જેને જેવો સંગ, ગુણ તેવા તે લેશે.
જેને જેવો સંગ, છંદ તેવે તે ચઢશે,
જેને જેવો સંગ, ઘાટ તેવા બહુ ઘડશે.

સારે સંગે સારો થશે, ભૂંડાથી ભૂંડો બને,
સારા જનના સહવાસથી, જગમાં સૌ સારો ગણે.

( સૂચિત )



## પાઠ ૨૪ મો. લૂલો કૂતરો.

ખોડંગતો પ્રાણી સાથી વિનંતિ
હૃચામણું હિંમત હોશિયાર

મોતી નામના છોકરાને એની બાએ ટપાલમાં કાગળ નાંખવા મોકલ્યો. કાગળ નાંખી તે પાછો આવતો હતો, તેવામાં એક નાનો કૂતરો ખોડંગતો

ખોડંગતો તેની પાછળ આવવા લાગ્યો. એ કૂતરાને ખોડંગતો જોઇ મોતીને બહુ દયા આવી. બધાં પ્રાણી પર દયા રાખવી એવું તેની માએ તેને શીખવ્યું હતું, તેથી તેણે તેને પોતાની પાછળ આવવા દીધો. કોઇએ એ બીચારાને પથરો મારી લૂલો કર્યો હતો. તે બીચારાને કોઇ સાથી જોઇતો હતો.

મોતીએ ઘેર આવી પોતાની બાને એ કૂતરાની બધી વાત કહી, અને તેને પાળવાની રજા માગી. બધાં છોકરાં તે કૂતરાને જોવા ઘરની બહાર આવ્યાં. તેનું દયામણું મોઢું તથા મોટી દુઃખી આંખો જોઇ તેમની આંખમાં ઝળઝળિયાં આવ્યાં. તે કૂતરાને ઘરમાં લાવવા દેવા બધાં છોકરાંએ માને વિનંતિ કરી. માએ હા પાડી એટલે કૂતરાને ઘરમાં આણ્યો.

તે ભૂખ્યો હતો તેથી તેને થોડું ખાવાનું આપ્યું અને પીવાને પાણી આપ્યું. પછી એક ખૂણામાં તેને સૂવા માટે થોડુંક સૂકું ઘાસ પાથરી આપ્યું. થોડા દિવસમાં તે કૂતરો તદ્દન સારો થઇ ગયો. તેને આ ઘરનાં માયાળુ છોકરાં જોડે બહુ માયા બાઝી. છોકરાં જ્યાં જાય ત્યાં કૂતરો તેમની સંગાથે જતો. છોકરાંએ તેનું નામ 'ભૂરિયો' પાડ્યું.

છોકરાં નિશાળે જતાં ત્યારે તે તેમની સાથે જતો. કોઇ ખરાબ છોકરાં તેમને હેરાન કરવા આવતાં તો ભૂરિયો ઘૂરકીને તેમને નસાડી મૂકતો. છોકરાં નિશાળમાં પેઠા પછી તે ઘેર આવતો, અને વાડામાં ઢોરની ચોકી કરતો. ઢોરને તે વાડા બહાર જવા દેતો નહિ. તે પાસે હોય ત્યારે તોફાની છોકરાં ઢોરને પથરા મારવાની હિંમત કરતાં નહિ.

ભૂરિયો ભલો હતો, એટલું જ નહિ પણ તે હોશિયાર ઘણો હતો. એના શેઠ જે કંઇ શીખવે તે તે ઝટ શીખી લેતો. મોતીએ તેને મોંમાં છત્રી કે લાકડી પકડી લઇ જવાનું શીખવ્યું હતું. વરસાદ પડતો હોય ત્યારે મોતીને માટે તે મોંમાં છત્રી લઇ જતો. સાંજના નિશાળ છૂટવાનો વખત થતો, ત્યારે છોકરાંની મા કહેતી, "ભૂરિયા ! હવે છોકરાંને ઘેર લેઇ આવ." આ સાંભળી જાણે તેનું કહ્યું સમજતો હોય તેમ ભૂરિયો તરત જ નિશાળ તરફ દોડતો.

# પાઠ ૨૫ મો. સંપ ત્યાં જંપ.

| જુસ્સાવાળો | અવિચારી | અનુભવી |
|---|---|---|
| પારધી | જાળ | રળિયામણા |



કબૂતરનું એક ટોળું આકાશમાં ઊડતું જતું હતું. તેમનો સરદાર જુવાન, જુસ્સાવાળો પણ અવિચારી હતો. તે ઘરડાંઓની શિખામણ માનતો નહોતો. ઊડતાં ઊડતાં રસ્તે તે કબૂતર ભૂખ્યાં થયાં. એવામાં જમીન પર તેમણે ચોખાના દાણા વેરાયેલા જોયા. બધાં કબૂતરે ત્યાં ઊતરી પડવાનો વિચાર કર્યો. તેમાં એક બે ઘરડાં અને અનુભવી કબૂતર હતાં. તેમણે કહ્યું, "ભાઇઓ, તમે એ દાણા ખાવા ન જશો; ત્યાં પારધીએ જાળ પાથરી છે અને તેમાં તમે પકડાઇ જશો." પેલાં કબૂતરોએ એમનું કહ્યું માન્યું નહિ, અને તેઓ દાણા ખાવા નીચે ઊતર્યા.

જેવાં તે જમીન પર બેઠાં કે તરત જ તેમના પગ ત્યાં પાથરેલી જાળમાં ભરાઇ ગયા. બધાં કબૂતર ગભરાયાં અને હવે શું કરવું એનો વિચાર કરવા લાગ્યાં. પેલાં ઘરડાં કબૂતરોએ કહ્યું, "તમે અમારું કહ્યું ન માન્યું તેથી તમારા પર આ દુઃખ આવ્યું. હવે જો તમારે આમાંથી છૂટવું હોય તો અમે કહીએ તેમ કરો. જુઓ, અમે અવાજ કરીએ કે તરત જ તમે બધાં એકસામટાં ઊડજો." પછી પેલાં ઘરડાં કબૂતરોએ અવાજ કર્યો કે બધાં કબૂતર એકસામટાં ઊડ્યાં. તેમના એકસામટા બળથી જાળના ખીલા જમીનમાંથી ઊખડી ગયા. આ રીતે જાળ સાથે ઊડતાં ઊડતાં તેઓ કેટલેક દૂર ગયાં. જાળ સાથે લઇ ઊડવાને લીધે તેમને થાક લાગ્યો હતો, તેથી તેઓ નીચે ઉતર્યાં. અહીં જંગલમાં પેલાં ઘરડાં કબૂતરોનો ભાઇબંધ એક ઉંદર રહેતો હતો. ઘરડાં કબૂતરોએ તેને બોલાવ્યો. ઉંદરે પોતાના ઝીણા દાંતથી પેલી જાળ કાતરી નાંખી, એટલે બધાં કબૂતર છૂટાં થયાં.

કહેવતઃ—સંપ ત્યાં જંપ; ઝાઝા હાથ રળિયામણા.



# પાઠ ૨૬ મો. દિવાળી.

પર્વ                    રોશની

ભાદરવો મહિનો પૂરો થાય એટલે ચોમાસું પૂરું થયું ગણાય. ભાદરવા પછી આસો મહિનો આવે. સારો પવિત્ર દહાડો પર્વ કહેવાય. એવો દહાડો સપરમો દહાડો પણ કહેવાય. આસો મહિનાના છેલ્લા ત્રણ દહાડા બહુ મોટા તહેવાર ગણાય છે. એ દિવસો ધનતેરશ, કાળીચૌદશ અને દિવાળી કહેવાય છે.

એ દિવસોમાં લોકો વહેલા ઊઠી ઘર અને ઘરનાં આંગણાં સાફ કરે છે, અને અબીલ, ગુલાલ તથા જાતજાતના રંગોથી આંગણામાં સાથિયા અને જાતજાતનાં ચિત્ર પાડે છે. પછી મંદિરોમાં દર્શન કરવા જાય છે. એ દિવસોમાં સારું સારું ખાવાનું કરે છે, અને સારાં સારાં લૂગડાં પહેરે છે. રાતે કોડિયાંમાં દીવા કરી ઘર આગળ મૂકી રોશની કરે છે. રાતે છોકરાં ફટાકડા અને બીજું દારૂખાનું ફોડે છે. બધે ફટફટ એવો અવાજ સંભળાય છે, ને બાળકો બહુ હરખાય છે.

દિવાળીને દિવસે વર્ષ પૂરું થાય. દિવાળી પછીના દિવસથી નવું વર્ષ શરૂ થાય, તેથી એ

દિવસ બેસતા વર્ષનો દિવસ કહેવાય છે. કારતક મહિનો વર્ષનો પહેલો મહિનો છે. આસો મહિનો વર્ષનો છેલ્લો મહિનો છે.

દિવાળીના દહાડામાં ચોખ્ખાં ધોયેલાં ખાદીનાં લૂગડાં પહેરવાં જોઇએ.

---

## પાઠ ૨૭ મો. વણકર.

માણેકલાલ—નટવર, તેં ધોતિયું પહેર્યું છે તે કેવી રીતે બને તે તું જાણે છે ?

નટવર—ના બાપાજી.

માણેકલાલ—રેંટિયાથી શું થાય છે તે તો તું જાણે છે ને ?

નટવર—હા બાપાજી. રેંટિયાથી રૂ કંતાય અને લાંબા સૂતરના તાંતણા થાય.

માણેકલાલ—એ સૂતરના તાંતણાથી આપણાં કપડાં વણાય.

નટવર—એ સૂતરના તાંતણા કોણ વણે ?

માણેકલાલ—સૂતરના તાંતણા વણી લૂગડાં બનાવે તે વણકર કહેવાય. કપડાં કેમ વણાય તે તારે જોવું છે ?

નટવર—હા બાપાજી.

માણેકલાલ—ચાલ ત્યારે, હું વણકરવાડે જાઉં છું.

માણેકલાલ નટવરને લઇ વણકરવાડે ગયા. ભોંયમાં ખીલા દાટી એક માણસ તેની આસપાસ દોડી સૂતરના તાંતણા વીંટતો હતો.

નટવર—બાપાજી, એ શું કરે છે ?

માણેકલાલ—એ તાણા બનાવે છે. આમ સૂતરના તારને લાંબા વીંટ્યા પછી તે એને સાળ પર ચડાવશે અને તેમાં આડા તાર નાંખી કપડું વણશે. આડા તાર વાણા કહેવાય.

પછી તેઓ વણકરના ઘરમાં ગયા. ત્યાં ભોંય પર સાળ મૂકી હતી. ભોંયમાં ખાડો હતો તેમાં તેણે પગ રાખ્યા હતા. ખાડામાં તેના પગ નીચે પાવડી જેવું કાંઇ હતું. પાવડી દબાવતો એટલે તાણાના અર્ધા તાર ઉપર રહેતા અને અર્ધા નીચે જતા.

પછી સૂતરનું ભરેલું કોકડું લઈ તે એ છૂટા પડેલા તાર વચ્ચેથી આમથી તેમ ફેંકતો. ફેંકી રહ્યા પછી તે પાવડી છોડી દેતો. થોડીવારે તે એક લાકડાનો હાથો વણાયેલા ભાગ પર ઠોકતો. તેણે ઘણી મજાની ખાદી વણી હતી. વણતાં વણતાં તે ભજન ગાતો હતો. તેની બૈરી રેંટિયો ફેરવતી હતી અને તેનાં છોકરાં કોકડાં ભરતાં હતાં. કુટુંબનાં બધાં માણસો કાંઈને કાંઈ કામ કરતાં હતાં. તે બહુ સુખી જણાતાં હતાં.

ખેડૂત રૂ પકવે, આપણે બધાં કાંતીએ, અને વણકર કપડાં વણે તો આપણે જેટલું જોઇએ તેટલું કાપડ બનાવી શકીએ. આપણા દેશમાં બનેલાં એવાં કપડાં પહેરવાથી ખેડૂત, આપણે તથા વણકર સુખી થઈએ. પરદેશી કપડાં પહેરીએ તો આપણા વણકર દુઃખી થાય. માટે આપણે તો સ્વદેશી કાપડ જ વાપરવું જોઇએ.

સ્વદેશી સ્વરાજની ચાવી છે.



# પાઠ ૨૮ મો. કેટલીક કુટેવો.

ઘણાં છોકરાંને દાંતથી હાથની આંગળીઓના નખ કરડવાની કુટેવ હોય છે. જ્યારે જુઓ ત્યારે તેઓ નખ કરડતાં જ હોય. એમ કરવાથી આંગળીઓના નખ ઘણા કદરૂપા થઈ જાય છે. ઘણીવાર એમ નખ કરડતાં તે વધારે ઉખડી જાય તો આંગળી પાકે છે.

કેટલાંક છોકરાં અંગૂઠો કે આંગળી મોંમાં ઘાલી ચૂસ્યા કરે છે. એ ટેવથી સામા માણસને કંટાળો આવે છે એટલું જ નહિ, પણ તેથી દાંત આગળ નીકળી આવે છે અને બગડે છે. કેટલાંક છોકરાં જ્યારે જુઓ ત્યારે નાકમાં આંગળી ઘાલી નાક ખોતર્યા કરે છે. આ પણ બહુ બૂરી ટેવ છે. આખો દહાડો એમ નાક ખોતર્યા કરનારને જોઈ સામા માણસને કંટાળો આવે છે.

ઘણાં છોકરાંને વળી ચોપડીનાં પાનાં કે પહેરેલાં લૂગડાંના છેડા કરડવાની ટેવ હોય છે. આવાં છોકરાંની ચોપડીઓ જોશો તો તે ખૂણેથી કરડી ખાધેલી હશે. તેમનાં પહેરણ કે બદનના છેડા કરડી ખાવાથી ટૂંકા થઈ ગયેલા હશે. આ કેવી ખરાબ ટેવ !

પથ્થરપાટી પર કાંઇ લખેલું હોય તે ભૂંસી બીજું કાંઈ લખવાનું હોય ત્યારે તેને છોકરાંઓ મોંના થૂંકથી સાફ કરે છે. આ બહુ જ ગંદી ટેવ છે. હમેશાં એક નાની ડાબલીમાં ભીનો કકડો રાખી મૂકવો, અથવા વર્ગમાં પાણીનું કાંઇ વાસણ રાખી મૂકવું કે જેથી પથ્થરપાટી ધોતાં અડચણ ન પડે. છોકરાંઓ, તમે આવી ગંદી ટેવ કદી પડવા દેશો નહિ.

પથ્થરપાટી ધોઈ હોય તેને ઘણાં છોકરાં પહેરેલાં લૂગડાંથો સાફ કરે છે. એવાં છોકરાંનાં પહેરણ કે બદનની બાંય બહુ જ મેલી હોય છે.

કેટલાંક છોકરાં નાકને નસીંકી સાફ રાખતાં નથી. તેમના નાકમાં હમેશાં લીંટ લટકયા કરે છે. આવાં છોકરાં કેવાં ગંદાં લાગે ! એવાં છોકરાં પાસે બેસવાનું કે વાત કરવાનું કોઈને ન ગમે. ઘણીવાર નાકમાં બહુ લીંટ આવે છે ત્યારે તેઓ પહેરેલાં લૂગડાંની બાંયથી તે લૂછી નાંખે છે. આ કેવી ગંદી ટેવ ! છીંક આવે છે ત્યારે પણ તેઓ એમ જ કરે છે. આવાં ગંદાં છોકરાંનાં બદન કે પહેરણની બાંયો બહુ જ ગંદી હોય છે. નાક હમેશાં નસીંકી સાફ રાખવું જોઈએ. નાક તથા મોં સાફ કરવા માટે હમેશાં પોતાની પાસે રૂમાલ રાખવો જોઇએ.

કેટલાંક છોકરાં ઘરમાં ગમે ત્યાં થૂંકે છે તથા

નાક નસીંકે છે. એમ કરવાથી ઘર કેવું ગંદું થાય ! ચોકડી કે મોરીમાં નાક નસીંકયા પછી કે ગળફા કાઢયા પછી લોકો પાણીથી તે ધોઈ નાંખતા નથી. આથી આખો દહાડો ચીકણા ગળફા ત્યાં ચોંટી રહે છે. એ જોવાથી કેવી ચીતરી ચઢે !

બોર, નારંગી કે શેરડી જેવી કાંઈ પણ ખાવાની ચીજ ખાઓ, તો તેનાં છોડાં, કૂચા કે ઠળિયા કદી ઘરમાં ગમે ત્યાં નાંખવાં નહિ. તે બધાંને એક ટોપલીમાં નાંખી બહાર ફેંકી દેવાં.

કાગળના કકડા ગમે ત્યાં નાંખો નહિ. તેમને એક ટોપલીમાં નાંખો. તમારાં લૂગડાં ઘરમાં ગમે ત્યાં ફેંકો નહિ. તેમને હમેશાં ખીંટી પર મૂકો. પહેરવાનાં લૂગડાં ઘરમાં ગમે ત્યાં ફેંકીએ તો મેલાં થાય એટલું જ નહિ, પણ તેમ કરવાથી ઘર ગંદું દેખાય. તમારાં ઘર તથા આંગણાને ખૂબ સાફ રાખો.

આ બધી ગંદી ટેવો સંભાળ રાખીએ તો સહેલથી કાઢી શકાય એમ છે. પણ જો એ બાબતમાં બેદરકાર રહીએ તો એ ટેવો એવી સજ્જડ અને પાકી થઇ જાય છે, કે પાછળથી ગમે તેટલી મહેનત કરીએ તોપણ ટળે નહિ. માટે ખૂબ કાળજી રાખી નાનપણથી જ એવી ગંદી ટેવો પડવા દેવી નહિ.



# પાઠ ૨૯ મો. પ્રાર્થના.

( ગઝલ )

પ્રભુ નમીએ પૂરી પ્રીતે,
સુખી કર તું સુખી કર તું;
સ્તુતિ કરીએ રૂડી રીતે,
સુખી કર તું સુખી કર તું. ૧

બનાવી તેં બધી દુનિયા,
બનાવ્યા તેં ઊંડા દરિયા;
સૂરજ ને ચંદ્ર ઝગમગિયા,
સુખી કર તું સુખી કર તું. ૨

વળી આકાશમાં તારા,
ઘણે ઊંચે જ ફરનારા;
બનાવ્યા તેં પ્રભુ પ્યારા;
સુખી કર તું સુખી કર તું. ૩

જગત આખા ઉપર તારી,
નજર ફરતી રહે ન્યારી;
અમારાં કામ જોનારી,
સુખી કર તું સુખી કર તું. ૪

બધાંએ પાપ બાળી દે,
વળી બુદ્ધિ રૂપાળી દે;
નમીએ હાથ જોડીને,
સુખી કર તું સુખી કર તું. ૫

# પાઠ ૩૦ મો. લુહારની દુકાને—ભાગ ૧.



ધમણ                    તણખા

ગુરુજી—ચાલો છોકરાઓ, આજે આપણે લુહારની દુકાન જોવા જઈએ.

( લુહારની દુકાન આગળ આવી પહોંચે છે. )

પીરોજશાહ—ગુરુજી, પેલું લાલ લાલ શું છે ?

ગુરુજી—પીરોજ, એ લોઢું છે.

પીરોજશાહ—ગુરુજી, લોઢું આવું લાલ લાલ ક્યાં હોય છે ? એ તો કાળું હોય છે.

ગુરુજી—લોઢાને ખૂબ તપાવે ત્યારે તે લાલ થઈ જાય છે.

ચીમનલાલ—ગુરુજી, જુઓ તો ખરા ! પેલો દેવતા કેવો બળે છે ! એમાંથી તણખા કેવા ઊડે છે ! પેલું નાનું મોટું થાય છે તે શું છે ?

ગુરુજી—ચીમનભાઈ, એ ધમણ કહેવાય. લુહાર આ વાંસેડા ઊંચો નીચો કરે છે, ત્યારે તેમાં પહેલાં હવા ભરાય છે, અને પછી તે હવા દબાઈ પેલી ભૂંગળીમાં થઈ આ દેવતામાં આવે છે.

રતનલાલ—ગુરુજી, દેવતામાં હવા શું કામ પસાર કરતા હશે ?

ગુરુજી—હવા વગર કંઇ ચીજ બળે નહિ. આપણે ઘેર ચૂલામાં લાકડાં કેવાં પોલાં પોલાં મૂકે છે ? લાકડાં એમ પોલાં ન ગોઠવે તો અંદર હવા જાય નહિ, અને લાકડાં સળગે નહિ. જ્યારે લાકડાં બરાબર બળતાં નથી અને ધુમાડો થાય છે ત્યારે ભૂંગળી વડે ફૂંકવું પડે છે પંખાથી પવન નાંખવો પડે છે. ધમણ ચલાવે છે ત્યારે દેવતા કેવો બળે છે ! પેલો અવાજ થાય છે તે ધમણમાંથી આવતા પવનનો છે. તે કેવો ફરર્ કરતો આવે છે !

# પાઠ ૩૧ મો. લુહારની દુકાને–ભાગ ૨

એરણ છીણી વલે

પીરોજશાહ—ગુરુજી, લોઢાને શું કામ તપાવતા હશે ?

ગુરુજી—પીરોજશાહ, લુહાર શું કરે છે તે જોયું ? તપીને લાલ થયેલા લોઢા પર તે જોરથી હથોડા મારે છે. એ લોઢાને હથોડાથી ટીપે છે એથી શું થાય છે ?

પીરોજશાહ—ટીપવાથી લોઢું દબાય છે, અને પહોળું ને લાંબું થાય છે.

ગુરુજી—ટીપવાથી એમ આકાર બદલાય ત્યારે તે ઘડાયું કહેવાય. લુહાર હથોડાથી લોઢું ઘડે છે. લોઢું તપાવ્યું ન હોય તો ન ઘડાય. ઠંડા લોઢા પર હથોડા મારે તો તે તૂટી જાય, પણ ઘડાય નહિ.

ચીમનલાલ—ગુરુજી, ઠંડુ લોઢું કેમ ન ઘડાય અને તપાવેલું કેમ ઘડાય ?

ગુરુજી—ઠંડુ લોઢું કઠણ હોય છે. તપાવવાથી છે પોચું થાય છે, એટલે ઘડાય છે.

રતનલાલ—ગુરુજી, જેની પર મૂકી લોઢાને ઘડે છે તે શું કહેવાય ?

ગુરુજી—એનું નામ એરણ છે. એ ઘણી મજબૂત હોય છે. ગમે તેટલા જોરથી હથોડા વાગે પણ એ ભાંગી જતી નથી. એની પીઠ કેવી મેજ જેવી છે ! એરણની એક બાજૂ પેલો ગોળ હાથો જોયો કે ? લોઢું વાળવું હોય છે, ત્યારે લુહાર તેની પર મૂકી હથોડા મારે છે. જુઓ, હવે લુહાર પેલો સળિયો કાપે છે.

પીરોજશાહ—ગુરુજી, જેનાથી સળિયો કાપે છે તે શું કહેવાય ?

ગુરુજી—એ છીણી કહેવાય. સળીયા પર છીણી મૂકી પછી તે છીણી પર હથોડા મારે છે. જુઓ ત્યારે, લોઢું તપાવવાનો આ ચૂલો છે, તે ભઠ્ઠી કહેવાય. પેલી ધમણ કહેવાય. જુઓ, અહીં કેટલા બધા હથોડા છે ! કોઈ નાના છે તો કોઈ મોટા છે. તપેલા લોઢાને લુહાર સાણસીથી પકડી બહાર કાઢે છે, અને એરણ પર મૂકી હથોડાના ઘા મારી ઘડે છે. લોઢાને વાળવું હોય તો પેલા ગોળ હાથા પર મૂકી ઘડે છે. લોઢું કાપવું હોય તો પેલી છીણીથી કાપે છે. લોઢામાં કાણું પાડવું હોય તો પેલા ખીલાથી પાડે છે.

પીરોજશાહ—ગુરુજી, આ દુકાનમાં તો બહુ તાપ લાગે છે. ઉનાળામાં લુહારની શી વલે થતી હશે !

---

# પાઠ ૩૨ મો. ધાતુઓ.

તાંબાકુંડી ઘરેણાં સાંકળાં

આ લોઢું છે. ચાકુનાં પાનાં, કાતર, ખીલા, સાંકળ, સળિયા, કહેરા એ બધી ચીજો લોઢાની થાય છે. સોય પણ લોઢાની હોય છે. સાણસી તથા તવી પણ લોઢાનાં બને છે. લોઢું બહુ કઠણ પદાર્થ છે. આ પથરો ભોંય પર નાંખી જુઓ. કેવો અવાજ થયો ? હવે આ લોઢાનું પતરું ભોંય પર નાંખો. હવે કેવો અવાજ થાય છે ? પથ્થરનો તો 'ઠબ્' એવો અવાજ થાય છે. પણ આ લોઢાના પતરાનો તો 'ખણણ્' એવો અવાજ થાય છે. લોઢાના જાડા અને પાતળા સળિયા થાય છે. પથ્થર કે માટીના એવા સળિયા થતા નથી.

જુઓ, આ શું છે તે તમે જાણો છો ? એ પીતળ છે. આપણા ઘરમાં લોટા, લોટીઓ, થાળી અને વાડકા હોય છે તે પીતળનાં હોય છે. પીતળનો રંગ કેવો છે ? પીતળનો રંગ પીળો છે. પીતળને ટીપી તેનું પતરું બનાવાય છે. પથ્થર કે માટીને ટીપવાથી તેનાં પતરાં બનતાં નથી. પીતળનાં વાસણને માંજીને સાફ ન રાખે તો કાળાં થઈ જાય.

એમને માંજે તો જ ઊજળાં અને ચળકતાં રહે. પીતળનું વાસણ ભોંય પર પડે છે ત્યારે ખણણ્ અવાજ થાય છે.

આ લોટો તો રાતા રંગનો છે. એ શેનો હશે? એ તાંબાનો છે. તાંબું રંગે લાલ હોય છે. તાંબા-કૂંડીઓ અને કથરોટો તાંબાની થાય છે. તાંબાનાં પણ પતરાં અને તાર થાય છે. એ પણ ભોંય પર પડે છે ત્યારે ખણણ્ એમ અવાજ થાય છે.

આ વીંટી સોનાની છે. બૈરાં સોનાની બંગડીઓ પહેરે છે. સોનાનાં બીજાં પણ ઘરેણાં થાય છે. સોનાનાં પાતળાં પતરાં અને તાર થાય છે. એનો પણ સારો અવાજ થાય છે. ચાંદી રંગે ધોળી છે. એનાં પણ ઘરેણાં થાય છે. બૈરાંઓ પગે સાંકળાં પહેરે છે તે ચાંદીનાં બને છે.

લોઢું, પીતળ, તાંબું, સોનું, ચાંદી, સીસું, કલાઈ એ બધા પદાર્થ ધાતુ કહેવાય છે. લોઢું ધાતુ છે. પીતળ પણ ધાતુ છે અને ચાંદી પણ ધાતુ છે. ટીપવાથી જેના તાર અને પતરાં થાય તેવા પદાર્થ ધાતુ કહેવાય.

આ મેલા રંગની ભારે ધાતુ છે. એ શું છે? એ સીસું છે. એને કાગળ પર ઘસો. શું થાય છે?

એનાથી કાગળ પર કાળો લીટો થાય છે. હવે એને ચાકુથી કાપો; એ કપાય છે કે ? હા જી, એ કપાય છે. એ ભારે છે પણ પોચી છે. આ સફેદ ધાતુ કલાઇ છે. પીતળ અને તાંબાનાં વાસણને ઊનાં કરી તેની પર કલાઇ ચડાવે છે, ત્યારે તે ધોળાં થઇ જાય છે. કલાઇ ચડાવેલાં વાસણને કાટ ચડતો નથી.

---

## પાઠ ૩૩ મો. સિક્કા.

ચળકતો ઝાંખો ઢબુ નિકલ

આ પાઇ છે. એનો આકાર કેવો છે? એ ગોળ છે. એ શેની બનેલી છે? એ તાંબાની બનેલી છે.

આ પૈસો છે. એનો આકાર કેવો છે? એનો આકાર પણ ગોળ છે. એ શેનો બનેલો છે ? એ તાંબાનો બનેલો છે. તાંબું શું છે? તાંબુ એ ધાતુ છે. એનો રંગ કેવો છે? એનો રંગ રાતો છે. નવો પૈસો ચળકતો અને ચોખ્ખો હોય છે. જૂનો થાય છે ત્યારે તે ઝાંખો અને મેલો થઈ જાય છે. એક પૈસાની ત્રણ પાઇ આવે. ત્રણ પાઇનો પૈસો થાય.

આ ઢબુ છે. ઢબુ કોઇને આપીએ, તો તે આપણને બે પૈસા આપે. બે પૈસાનો ઢબુ થાય. ઢબુના પૈસા કેટલા? કેટલા પૈસાનો ઢબુ થાય?

આ આની છે. એનો રંગ કેવો છે? એનો રંગ ધોળો છે. એ પૈસા જેવી ગોળ છે? ના જી, એની કોર પૈસા જેવી ગોળ નથી, પણ વાંકીચૂંકી છે. આની મોટી કે પૈસો મોટો? જી, પૈસો મોટો. એક આનીના ચાર પૈસા આવે. ચાર પૈસાની આની થાય. આનીના પૈસા કેટલા થાય? આનીના પૈસા ચાર થાય. આની શેની બનેલી છે? આની 'નિકલ'નામની ધાતુની બનેલી છે. નિકલ એ ધોળી ધાતુ છે.

આ બેઆની છે. એ પણ ધોળી છે. એ કેવી નાની છે! એ ગોળ છે. એ પાઇના જેટલી નાની છે, પણ ધોળી છે. બેઆનીની આનીઓ બે આવે, અને પૈસા આઠ આવે. આ બેઆની ચાંદીની છે. તમે ચાંદી જોઇ છે કે? હા જી, મેં ચાંદી જોઇ છે. તેનો રંગ કેવો હોય છે? તેનો રંગ ધોળો હોય છે. તે પડે છે ત્યારે કેવી ખખડે છે! જુઓ, આ પણ બેઆની છે. એ ગોળ છે? ના જી, એ ગોળ નથી. એ ચોખંડી છે. આની પેઠે એ પણ નિકલની છે.

આ પાવલી છે. એ ચાંદીની છે. પાવલીની ચાર આનીઓ આવે. પાવલીના પૈસા સોળ આવે. એક આનીના પૈસા ચાર આવે, તો ચાર આનીના કેટલા પૈસા આવે? ચાર આનીના સોળ પૈસા આવે.

આ પણ પાવલી છે. એ નિકલની છે. એનો આકાર આની જેવો છે. પણ એ મોટી છે. પાવલીની બેઆની બે આવે, અને આની ચાર આવે.

આ અર્ધો રૂપિયો છે. એ ચાંદીનો છે. એ પૈસા જેવડો છે, પણ ધોળો છે. અર્ધા રૂપિયાની પાવલીઓ બે આવે. એની બેઆની ચાર આવે. એની આની આઠ આવે ને એના પૈસા બત્રીસ આવે.

આ રૂપિયો છે. એ પણ ચાંદીનો છે. એના અર્ધા રૂપિયા બે આવે. એની પાવલી ચાર આવે. એની બેઆની આઠ આવે. એની આની સોળ આવે. અને એના પૈસા ચોસઠ આવે. ચાંદીની પાવલી, અડધા અને રૂપિયાને ધાર પર કાંગરી હોય છે. પાઇ, પૈસા કે ઢબુને એવી કાંગરી હોતી નથી.

૩ પાઇનો પૈસો.
૨ પૈસાનો ઢબુ.
૪ પૈસાનો આનો.
૨ આનાની બેઆની.
૪ આનાની પાવલી.
૮ આનાનો અર્ધો.
૧૬ આનાનો રૂપિયો.



# પાઠ ૩૪ મો. પરગજુ દિનકર



ધર્મશાળા હમેશાં તૈયાર

દિનકર ઘણો ભલો છોકરો હતો. તે સૌનું કામ કરતો. ઘરમાં તે તેની બેન સુશીલાને તેના કામમાં મદદ કરતો. સુશીલા કૂવેથી પાણી ભરી આવતી હોય તો તેનો ઘડો તે ઉપાડવા લાગતો. તે કામ કરતી હોય અને પોતે પાઠ કરી રહ્યો હોય તો તેની પાસે બેસી સારી સારી વાતો કરી તે તેને ખુશ

કરતો એની બા કે બીજું કોઇ કંઇ ખાવાનું આપે તો પોતાની બેનને તેમાંથી આપ્યા વગર તે ખાતો નહિ. તેની પર તેને બહુ વહાલ હતું. તેની મા કે બાપ જે કાંઇ કામ કરવાનું કહે તે તે ઉમંગથી હસતે મોંઢે કરી નાંખતો. રસ્તામાં પથ્થર કે કાચ પડ્યા હોય તો દિનકર આઘે નાંખી દેતો કે જેથી તે કોઇને વાગે નહિ.



એક દિવસ દિનકર તેના ભાઇબંધો જોડે

રમતો હતો, ત્યાં એક આંધળો માણસ આવ્યો. તેણે પૂછયું, 'ભાઇ, ધર્મશાળા કયાં છે ?' દિનકર રમવાનું છોડી તેને ધર્મશાળા સૂધી દોરી ગયો. એકવાર દિનકર આગગાડીમાં બેસી સૂરત જતો હતો. તેના ડબ્બામાં દસ માણસ થઇ ગયાં હતાં. તેવામાં એક ડોસો તેના ડબ્બામાં આવ્યો. બેસવાની જગા ન હોવાથી તે ઊભો રહ્યો. દિનકરે ઊઠી તેને પોતાની જગા ઉપર બેસાડ્યો અને પોતે ઊભો રહ્યો.

ઘરડાં તથા નબળાં માણસોને તેમ જ બૈરાંઓને દિનકર હમેશાં મદદ કરતો હતો. તેનું મોં હમેશાં હસતું રહેતું. બધા લોક દિનકર પર વહાલ રાખતા અને તેના પરગજુપણાનાં વખાણ કરતા. છોકરાઓ તમે દિનકર જેવા થજો. બીજાને મદદ કરવા હમેશાં તૈયાર રહેજો.



# પાઠ ૩૫ મો. ચોખ્ખાઈ.

અમારા પાડોશી અજીતરાયકાકાના છોકરા નરહરિને આખા શરીરે લૂખસ અને ખસ થઇ હતી. તેના પિતા તેને દવાખાને લઇ જતા હતા. હું પણ મારા બાપની રજા લઇ નરહરિ જોડે દવાખાને ગયો. દાક્તર હરિપ્રસાદે નરહરિનું આખું શરીર તપાસ્યું. જુદે જુદે ઠેકાણે પેટ દબાવ્યું અને પેટ પર હથેળી પહોળી મૂકી ઉપર ટકોરા મારી જોયા.

દાક્તર—નરહરિ, તને કબજિયાત છે. તને દસ્ત સાફ આવતો નથી. અને એથી જ તારું લોહી બગડયું છે, અને તને ખસ, લૂખસ થઇ છે. દરરોજ વખતસર દિશાએ જવાથી શરીર સારું રહે છે. રોજ સવારના પહોરમાં પથારીમાંથી ઊઠીએ કે તરત દિશાએ જવાની ટેવ રાખવી. એ વાતમાં આળસ કે બેદરકારી રાખવી નહિ. આપણને રોગ થાય છે તેમાંના પોણા ભાગના રોગ કબજિયાતથી થાય છે.

અજીતરાય—દાક્તર સાહેબ, તમે ખરું કહો છો. આ મારો નરહરિ સવારનો ઊઠે ત્યારથી લખોટી, ભમરડા કે પતંગ લઇને ફરે અને દિશાએ

જાય નહિ. એ બેદરકારીને લીધે એને આખે શરીરે ખસ થઇ છે અને ખૂબ હેરાન થઇ ગયો છે.

દાકતર—અને અજીતરાયજી, એના હાથનાં આંગળાં અને નખ જુઓ. ભાઇ નરહરિ, હાથ-પગ બહુ ચોખ્ખા રાખવા જોઇએ. દિશાએ જઇ આવ્યા પછી માટી કે સાબુથી હાથ ચોખ્ખા કરી ધોઇ નાંખવા, અને ધોયા પછી અંગુછાથી લૂછી નાંખવા. વળી નહાતી વખતે માથે એમને એમ પાણી રેડી ઊઠી ન જવું. શરીરે ખૂબ ચોળીને નહાવું. સારી રીત તો એ છે કે નહાતી વખતે જાડી ખાદીના કકડાથી શરીરને ઘસવું, કે જેથી તેની ઉપરનો મેલ બધો નીકળી જાય. ખાસ કરીને શિયાળામાં તો છોકરાં બરાબર શરીર ચોળીને નહાતાં નથી. આથી તેમના હાથપગ ફાટે છે. તેમની પર મેલ વળગેલો હોવાથી તે કાળા અને ગંદા લાગે છે. નાહી રહ્યા પછી ચોખ્ખા અંગુછાથી શરીરને સારી પેઠે ઘસી કોરું કરી નાંખવું. તેમ ન કરવાથી દરાજ થાય છે, અને શરીરે વાળ ઊગે છે. શરીર લૂછતી વખતે કપાળે ભાર દઇને લૂછવું; અને કેડ, જાંઘ, બગલ તથા પગ ખાસ કાળજી રાખી લૂછવાં.

પછી દાક્તરે નરહરિના દાંત તપાસ્યા. તે પીળા અને ગંદા હતા. તે જોઇ તેમણે કહ્યું કે "ગંદા દાંતવાળા આદમીને ખાધું પચતું નથી, માટે રોજ દાતણ કરવું. દાતણ ચાવી ઝીણો કૂચો કરી તેનાથી દાંત આડા અને ઊભા ઘસવા. દાતણ કરી રહ્યા પછી મોઢું ધોતી વખતે અવાળું સાધારણ ભાર દઇ દબાવવાં, અને જીભ તથા ગળું પણ સાફ કરવાં." ત્યારબાદ તેમણે નરહરિની દવા લખી આપી અને પોતે કહ્યું હતું તેમ વર્તવાની સલાહ આપી.



## પાઠ ૩૬ મો. વાદળની ગાડી.

( સવૈયા )

પાણીનાં ટીપાં કાંઇ નાનાં,
રહેતાં સાગર ઘેર;
એક વખત હરવા ફરવાને,
ધાર્યું મન શુભ પેર.

વાદળની ગાડી ત્યાં કીધી,
પવને હાંકી પૂર;
જંગલ ગામ ઉપર થઈ ચાલ્યાં,
હરતાં ફરતાં દૂર.

પણ તેઓ તો હતાં ઘણાં,
ઓ ! ગાડી ભાંગી એમ;
ને ગભરાઇ નીચે બીચારાં,
તૂટી પડયાં ત્યાં તેમ.

પછી લીલ ને ઘાસ મહીં તો,
ભટકયાં તે બહુ પેર;
ને છેવટ નદી એક લઇ ગઇ,
તે સહુને ફરી ઘેર.

ખબરદાર.

# પાઠ ૩૭ મો. કૂવો.

થાળું ગરગડી

આ કૂવો છે. અહીં લોકો પાણી ભરવા આવે છે. એનું પાણી મીઠું છે. જુઓ, પેલાં બૈરાં માથે બેડાં મૂકી પાણી ભરવા આવે છે. તે જોડે દોરડું પણ લાવે છે.

દોરડાને છેડે ગાળો હોય છે. ઘડાના મોં પર ગાળો બાંધીને ઘડાને કૂવામાં ઉતારે છે. ઘડો પાણીએ પહોંચે છે, એટલે તેને આમ તેમ હલાવી પાણીમાં ડુબાવે છે. તેમાં પાણી ભરાય છે એટલે તેને ઉપર ખેંચી લે છે. ઘડા વતી તે પેલો દેગડો ભરે છે. ઘડો અને દેગડો મળી બેડું કહેવાય. બેડું ભરાય છે એટલે તેને માથે ચડાવી તે ઘેર જાય છે.

કૂવાની આસપાસ ગોળ ઓટલા જેવું છે, તે કૂવાનું થાળું કહેવાય. એની ઉપર ઊભા રહી લોક પાણી ભરે છે. પાણી ભરતાં કોઈ કૂવામાં પડી ન જાય, માટે કૂવાને ફરતો જાળીવાળો કઠેરો છે. એ કઠેરા ઉપર ગરગડીઓ જડી છે. ગરગડી પર દોરડું રાખવાથી પાણી કાઢવું સહેલું પડે છે. ગરગડી ન હોય તો કૂવાની કોરાણે પગ રાખી વાંકા

વળી પાણી કાઢવું પડે, અને તેમ કરતાં કદાચ કૂવામાં ઊથલી પડાય.

આ કૂવાનું પાણી સારું છે. એ બહુ ઊંડો છે. એમાં વણે ઊંડેથી પાણી આવે છે. ઊંડા કૂવાનુ પાણી સારું હોય છે. એની ઉપર આ જાળી છે. તેથી તેની અંદર ઝાડનાં પાંદડાં કે એવો કંઈ કચરો પડતો નથી. એના થાળા પર પાણી ઢોળાય છે તે પાછું કૂવામાં પડતું નથી, પણ બહાર વહી જાય છે. થાળા પર લોકો નહાય અને વાસણ માંજે તેથી તેની પર ઢોળાયેલું પાણી કૂવામાં જાય, તો કૂવાનું પાણી ખરાબ થાય.

જુઓ, પેલાં માંજેલાં બેડાં કેવાં ચળકે છે! બૈરાં પાણી ખેંચે છે, ત્યારે ગરગડી કેવી બોલે છે! પણે પેલો પખાલી એના પાડાને લઇ પાણી ભરવા આવ્યો છે. ચામડાની ડોલથી એ પખાલમાં પાણી ભરે છે. પેલી બૈરીઓ હસી હસીને કેવી વાતો કરે છે! પેલી બે છોકરીઓ બૂમો પાડી લડે છે. કૂવા પર આમ લડે તે સારું ન કહેવાય.



# પાઠ ૩૮ મો. મંદિર.



| | | | |
|---|---|---|---|
| શિખર | સેવાળ | ચોગાન | ઓશરી |
| દર્શન | મંડપ | ગભાર | ધર્મશાળા |

આ મંદિરનું ચિત્ર છે. પેલું ઊંચું છે તે મંદિરનું શિખર કહેવાય. એનું શિખર કેવું ઊંચું ગગનમાં જાય છે ! પણે આઘેથી એ શિખર દેખાય છે. શિખર પર ધજા કેવી ફરફરે છે ! મંદિરની આગળ તળાવ છે. કેટલાક લોક તળાવની પાળ પર બેઠા છે, અને કેટલાએક તેમાં નહાય છે. તળાવનું પાણી લીલું છે, અને તેની ઉપર લીલી સેવાળ

બાઝી છે. પાણી વહેતું ન હોય તો વહેલું ગંદું થાય છે. તળાવમાં મંદિરના શિખરનો પડછાયો કેવો પડ્યો છે! પડછાયામાં શિખર ઊંધું પડ્યું છે. અરીસામાં આપણું મોં દેખાય છે, તેમ પાણીમાં પણ દેખાય છે. તળાવનું પાણી અરીસા જેવું દેખાય છે. મંદિરની આસપાસ ખેતર અને બીડ છે. બીડમાં ઢોર ચરે છે. ખેતરમાં ખેડૂતો ખેડે છે.



ચાલો, હવે આપણે મંદિરની અંદર જઈએ. પેલા દરવાજામાં થઇ મંદિરમાં જવાશે. અંદર

ચોગાન છે. ચોગાનની વચમાં મંદિર છે. મંદિરને લોકો દહેરું પણ કહે છે. દહેરાની આસપાસ ફરતી ઓશરી છે. ઓશરી ઉપર છાપરી છે. ઓશરી અને મંદિર વચ્ચે ખુલ્લી જગામાં નાનો સરખો બાગ છે. તેમાં કેટલાંક ફૂલઝાડ વાવેલાં છે.

ચોગાનની વચ્ચે ઊંચા ઓટલા પર મંદિર છે. પગથિયાં પર થઇ મંદિરના ઓટલા પર જવાય છે. મંદિરના બે ભાગ છે. આગલો ભાગ પહોળો છે, તેમાં ઊભા રહી લોકો દર્શન કરે છે, એ મંડપ કહેવાય છે. તેની ઉપર મોટો ઘુમ્મટ છે. પાછલો ભાગ નાનો છે. એમાં દેવની મૂર્તિ છે. એ મંદિરનો ગભાર કહેવાય છે. એની ઉપર શિખર છે.

સારાં મંદિર અને તીર્થની જગાઓએ દર્શન કરવા જાય તે લોક જાત્રાળુ કહેવાય. બાવાઓ અને સાધુઓ ઘણીવાર જાત્રા કરવા જાય છે. એવા જાત્રાળુઓ ઘણીવાર મંદિરોની ઓશરીમાં રહે છે. જાત્રાળુઓને રહેવાના કામમાં આવે એવી જગાને ધર્મશાળા કહે છે.

## પાઠ ૩૯ મો. ચોખ્ખાઈ વિષે કવિતા.

આંગણું સોહાય

( દોહરા )

ચોખ્ખું ઘરનું આંગણું, ચોખ્ખો ઘરનો ચોક,
ચોખ્ખો ઘરનો ઓટલો, ચોખ્ખાં મેડી ગોખ. ૧

ચોખ્ખાં ઘર કપડાં થકી, માણસ બહુ સોહાય,
શરીર ચોખ્ખું રાખીએ, રોગ કદી નવ થાય. ૨

નાહેથી તન સાફ રે', સાચેથી મન સાફ,
મન, તન, ઘર છે સાફ તો, દૂર રહે નિત પાપ. ૩

---

## પાઠ ૪૦ મો. વર્ષના મહિના.

વૈશાખ શ્રાવણ ભાણ
વૃષ્ટિ ત્રાસ

નટવર, કહે જોઉં; વર્ષની ઋતુઓ કેટલી ?

વર્ષની ઋતુઓ ત્રણ, બાપાજી.

વારું, વર્ષના મહિના કેટલા ?

વર્ષના મહિના બાર.

એ બાર મહિનાનાં નામ તને આવડે છે ?

ના, બાપાજી.

ત્યારે જો, હું તને તે કહું. કારતક, માગશર, પોષ, મહા, ફાગણ, ચૈત્ર, વૈશાખ, જેઠ, અષાડ, શ્રાવણ, ભાદરવો અને આસો. એ વર્ષના બાર માસનાં નામ છે. એમાંના પહેલા ચાર એટલે કે કારતક, માગશર, પોષ અને મહા એ ટાઢના મહિના છે. એટલા મહિના શિયાળો કહેવાય. ફાગણ, ચૈત્ર, વૈશાખ અને જેઠ એ ચાર મહિના ગરમીના છે. એટલા મહિના ઉનાળો કહેવાય. અષાડ, શ્રાવણ, ભાદરવો અને આસો એ ચાર વરસાદના મહિના છે. એટલા મહિના ચોમાસું કહેવાય. સમજ પડીને, નટવર ?

હા, બાપાજી.

વારું, ત્યારે બોલ જોઉં, દરેક ઋતુ કેટલા મહિનાની થાય ?

બાપાજી, દરેક ઋતુ ચાર ચાર મહિનાની થાય છે.

વર્ષની ઋતુઓ કેટલી છે ? ઋતુઓ કઈ કઈ છે ? દરેક ઋતુ કેટલા મહિનાની છે ? શિયાળા પછી શું આવે ? દહાડા લાંબા અને રાત ટૂંકી કઈ ઋતુમાં હોય ? ટાઢ કઇ ઋતુમાં પડે ?

( કવિતા )

શરૂ વર્ષ વિક્રમ તણું, કાર્તક માસે થાય;
ટાઢ માગશર, પોષને, મહા માસમાં વાય. ૧

ફાગણ ને ચૈત્રે તપે, વળી વૈશાખે ભાણ;
ઠંડું જળ પીવું ગમે, ન્હાવું* નદી નવાણ. ૨

જેઠ, અષાડે, શ્રાવણે, ને ભાદરવે માસ;
પડે ખૂબ વરસાદને, લીલું સૌ ચોપાસ. ૩

આસો આવે તે પછી, હોય હરિની મ્હેર*
કરે દિવાળીમાં બધા, લોકો લીલા લ્હેર* ૪



* ખરી જોડણી અનુક્રમે નહાવું, મહેર અને લહેર છે.

# પાઠ ૪૧ મો. કુંભાર–ભાગ ૧.



નવનીતની જોડે ભાણો નામનો એક છોકરો ભણતો હતો. એ ભાણાના બાપ કુંભાર હતા. તે ઘડા, ગાગર, ગોળી, નળિયાં, કોડિયાં, ચૂલા, સગડી એવી એવી માટીની ચીજો બનાવતા હતા. નવનીતે એક દિવસ ભાણાને કહ્યું, " ભાણાભાઈ, માટીનાં વાસણ કેમ બને તે મારે જોવું છે. " ભાણાએ કહ્યું, "નવનીતભાઈ, ત્યારે રવિવારે તમે મારે ત્યાં આવજો એટલે હું તમને એ બધું બતાવીશ."

રવિવારે નવનીત કુંભારવાડે ગયો અને ત્યાં ભાણાનું ઘર શોધી કાઢ્યું. ભાણાના બાપા કેશવભાઈ ઘરમાં બેઠા હતા. નવનીતે તેમને નમસ્કાર કર્યા. ભાણાએ કહ્યું, "બાપાજી, માટીનાં વાસણ કેમ બને તે નવનીતભાઇને જોવું છે." કેશવભાઇએ કહ્યું, "ચાલો નવનીતભાઇ, હું તમને એ બધું દેખાડું." પછી કેશવભાઈની જોડે નવનીત બહાર નીકળ્યો.

એક ઠેકાણે એક કુંભાર માટીમાં કૂદતો હતો. તે જોઈ નવનીતે પૂછ્યું. "કેશવકાકા, પેલો માણસ માટીમાં કેમ કૂદે છે ?"

કેશવભાઈ—નવનીતભાઈ, એ કાંઈ રમતો નથી. એ તો માટી ગૂંદે છે. નદી કે તળાવને કિનારેથી કાંકરી વગરની ઝીણી માટી લાવી એક ઠેકાણે ઢગલો કરે. પછી તેમાં સારી પેઠે પાણી નાંખી પલળવા દે. તે બરાબર પલળી રહે એટલે આમ પગથી ગૂંદે. એમ કર્યાથી તે એકરસ થાય. પછી તેમાંથી કાંકરા વીણી નાંખે; અને તેમાં થોડી રેતી ઉમેરી તેને કઠણ કરે. એવી રીતે માટી તૈયાર કર્યા પછી તેનાં વાસણ ઘડે.

નવનીત—પણ કેશવકાકા, માટીનાં વાસણ ઘડે કેવી રીતે ?

કેશવભાઇ—નવનીતભાઇ, પેલું ગોળ ગોળ ફરે છે તે તમે જોયું ? એ ચાક કહેવાય. જુઓ પેલો કુંભાર એમાં લાકડી ઘાલી તેને કેવું ઝડપથી ફેરવે છે ! જુઓ હવે એણે એ ચાક પર માટીનો લોચો મૂક્યો. હવે એ માટીના લોચામાં તે પોતાનો ડાબો હાથ ખોસે છે. અને જમણો હાથ બહાર લોચા પર રાખે છે. લોચાની અંદરના હાથ વડે તે એ લોચાને જે વાસણ બનાવવું હોય તેવો આકાર આપે છે.



## પાઠ ૪૨ મો. કુંભાર—ભાગ ૨.

નવનીત—ઓહો ! પેલા કુંભારે તો માટીના લોચામાંથી ઘડો બનાવી દીધો ! અને પેલાએ નળિયું બનાવી દીધું ! કેશવકાકા, હવે એ ચાક પરથી ઘડાને કેવી રીતે ઉતારી લેશે ?

કેશવભાઇ—નવનીત, તમે જાતે જ તે જોઈ લોને.

નવનીત—હા, જોયું. પેલી પાતળી સળીથી તે તૈયાર થયેલા ઘડાને માટીના લોચામાંથી કાપી કાઢી ઝટ ઉતારી લે છે. કેશવકાકા, હવે એ ઘડો બરાબર તૈયાર થઈ ગયો ?

કેશવભાઈ—(હસીને) હજુ તો એ કાચો છે. આપણા ઘરમાં ઘડા હોય છે તે આવા પોચા હોય છે? જુઓ આ કોડિયાને હું પાણીમાં નાંખું છું. શું થાય છે તે તમે જોજો.

નવનીત—ઓહો ! કોડિયું તો ભાંગી ગયું ! એ તો કાદવ થઈ ગયું !

કેશવભાઈ—આ ઘડામાં પાણી ભરીએ તો એમ જ થાય. એ ઘડો તડકામાં સુકાશે, પછી એ તેને પકવશે.

નવનીત—એને પકવશે ? શી રીતે પકવશે ?

કેશવભાઈ—એને ભઠ્ઠીમાં નાંખી આસપાસ તાપ કરશે.

નવનીત—ભઠ્ઠી કેવી હોય? મને તે દેખાડોને.

પછી પાસે એક ભઠ્ઠી તૈયાર હતી, ત્યાં કેશવભાઈ નવનીતને લઇ ગયા. પહેલાં કુંભારે જમીન પર છાણાં, સૂકાં પાંદડાં અને ડાળીઓનો થર કર્યો. પછી તેની ઉપર કાચાં વાસણ સાચવીને ગોઠવ્યાં. વળી પાછો તે વાસણો ઉપર પાંદડાં, ડાળીઓ અને છાણાંનો થર કર્યો. આ પ્રમાણે બધી ભઠ્ઠી ભરાઈ. પછી તેણે તેને છોડાં, પાંદડાં,

સૂકી ડાળીઓ, લાદ વગેરેથી ઢાંકી દીધી. પછી તળેથી તેણે તે ભઠ્ઠીને સળગાવી.

નવનીત—કેશવકાકા, આ વાસણો ક્યારે પાકશે ?

કેશવભાઈ—બે દિવસ પછી ભઠ્ઠી ઠંડી પડશે ત્યારે આ વાસણોને બહાર કાઢશે. માટીનાં વાસણ પકવવાની ભઠ્ઠીને નીંભાડો કે પજાવો પણ કહે છે.

ગાગર, ગોળીઓ તથા ઘડા પાણી ભરવાના કામમાં આવે છે. તેમાં દાણા પણ ભરાય. કોડિયાંમાં દીવેલ પૂરી તેમાં રૂની દીવેટ મૂકી દીવા કરે છે. દીવાળીને દહાડે ગોખલામાં કે ઘરની પાળ પર કોડિયાં મૂકી રોશની કરે છે.



# પાઠ ૪૩ મો. આપણું શરીર—ભાગ ૧.

ધડ માથું ભુજા હથેળી સાથળ
અંગુઠો ગરદન ભાગ

આપણા શરીરના બે ભાગ છે, ધડ અને માથું. છાતી અને પેટ મળી ધડ થાય. માથાની અને ધડની વચ્ચે ગરદન હોય છે. ધડ સાથે હાથ અને પગ જોડાયેલા છે. આપણને બે હાથ અને બે પગ છે.

આ મારો જમણો હાથ છે. આ મારો ડાબો હાથ છે. આ મારો જમણો પગ છે અને આ મારો ડાબો પગ છે. આ ખભો છે. ખભાની નીચેનો હાથનો આ ભાગ ભુજા કહેવાય. ભુજાની નીચેનો ભાગ હાથ કહેવાય. હાથની નીચેનો પહોળો ભાગ હથેળી કહેવાય. હથેળીને છેડે ચાર આંગળીઓ અને એક અંગુઠો હોય છે.

# પાઠ ૪૪ મો. આપણું શરીર—ભાગ ૨.

સાંધો વળું ઘૂંટણ ઘૂંટી
બોચી પીઠ બરડો.

શરીરના બે ભાગ જોડાય તે સાંધો કહેવાય. હાથ ભુજાને જોડાય તે સાંધો કોણી કહેવાય. હાથ અને હથેળી વચ્ચે કાંડું આવે. સાથળ ધડને જોડાય તે સાંધાને વળું કહે છે. સાથળ તથા નળાને જોડનાર સાંધો ઘૂંટણ કહેવાય છે. નળા અને પગ વચ્ચેનો સાંધો ઘૂંટી કહેવાય.

માથાનો આગલો ભાગ મોં કહેવાય. મોઢું, નાક, આંખ તથા કાન મોં પર આવેલાં છે. મોઢાની અંદર લાંબી લાલ જીભ હોય છે. નાકની અંદરનાં કાણાં નસકોરાં કહેવાય. ધડની આગલી બાજૂએ ઉપર છાતી અને નીચે પેટ છે. ધડનો પાછલો ભાગ પીઠ કે બરડો કહેવાય. ગરદનનો આગલો ભાગ ગળું અને પાછલો ભાગ બોચી કહેવાય.



# પાઠ ૪૫ મો. સુથાર.

વાંસલો　　વીંધણું　　રંદો　　કરવત

રસિક—ભાઇ, પેલો માણસ શું કરે છે ?

રમણ—ભાઇ, એ લાકડાં ઘડે છે.

રસિક—લાકડાં ઘડે છે એટલે શું કરે છે ?

રમણ—એ લાકડાંને કાપે છે, છોલે છે અને તેમ કરી તેને ગોળ કે ચોખંડાં બનાવે છે. એવી રીતે લાકડાં ઘડીને તે થાંભલા, દાદર, બારી, બારણાં વગેરે બનાવે છે.

રસિક—એ માણસ કોણ કહેવાય ?

રમણ—એ સુથાર કહેવાય. જો, આ લાકડાં છે. બોલ જોઉં, એની શી શી વસ્તુઓ બને છે ?

રસિક—મેજ, ખુરશી, પેટી, એ બધાં લાકડાનાં બને છે.

રમણ—આ કબાટ શેનું બનેલું છે ?

રસિક—એ કબાટ પણ લાકડાનું બન્યું છે.

રમણ—જો, આ વાંસલો કહેવાય, અને આ વીંધણું કહેવાય. વાંસલાથી સુથાર લાકડું છોલીને ઘડે છે. વીંધણાથી તેમાં કાણાં પાડે છે. એ કાણાને વીંધ પણ કહે છે. જો, એ હવે બે લાકડાના કકડાને

જોડે છે. એક કકડાનો છેડો તેણે વડી ખીલા જેવો બનાવ્યો છે, અને આ બીજા કકડામાં તેણે તે ખીલાના જ માપનું વીંધ પાડેલું છે. હવે એ પેલા ખીલા જેવા ભાગને આ વીંધમાં બેસાડે છે. એ ખીલા જેવો ભાગ સાલ કહેવાય.

રસિક—મોટાભાઇ, પેલો છોકરો શું કરે છે?

રમણ—એ લાકડાને છોલી સૂંવાળું કરે છે. એના હાથમાં પેલું છે તે રંદો કહેવાય. એ લાકડાને રંદો મારે છે. જો, એ રંદામાં ધારવાળી લોઢાની પટી છે. એનાથી લાકડું છોલાઈ લીસું અને સૂંવાળું થાય છે.

રસિક—મોટાભાઇ, આ માણસો શું કરે છે?

રમણ—એ લાકડાને વહેરે છે. જો, આ કરવત કહેવાય. પેલો ઘોડી પર બેઠેલો માણસ એને ઉપર ખેંચે છે અને આ ભોંય પર ઉભેલો માણસ તેને નીચે ખેંચે છે.

રસિક—એ કરવતના દાંતા કેવા ઝીણા છે!

રમણ—એ દાંતાથી જ લાકડું કપાય છે. વહેરવાથી લાકડું કાપી શકાય, તથા તેનાં પાટિયાં પણ પડે.

# પાઠ ૪૬ મો. ભોજન.

પોષાય   માંજેલાં   ચિંતા   ચિત્ત   તરછોડવા

ભોજનથી આપણું શરીર પોષાય છે. એક બે દિવસ ખાવાનું ન મળે તો શરીર નબળું પડી જાય, અને કંઈ કામ થઈ શકે નહિ. ખોરાકની બાબતમાં કાળજી રાખવાની જરૂર છે. આખો દહાડો કામ કર્યાથી આપણા હાથે પગે પરસેવો થાય છે, અને તે મેલા પણ થાય છે. હાથ, પગ અને મોં ધોઇ, ચોખ્ખા અને પવિત્ર થઇ જમવા જવું. જમવા બેસવાની જગા ચોખ્ખી હોવી જોઇએ. જમવાનાં વાસણ માંજેલાં અને સાફ હોવાં જોઇએ.

બરાબર ભૂખ લાગ્યા વગર જમવું નહિ. ભૂખ હોય તે પ્રમાણે ખાવું. કેટલાંક છોકરાં એવું કરે છે કે સારું ખાવાનું હોય ત્યારે તો રોજના કરતાં વધારે ખાય. સારું લાગે તેથી વધારે ખાવું એ રીત સારી નથી. એમ કરવાથી માંદા પડાય છે.

આ ખાવાનું ભાવે અને આ ન ભાવે એવી ટેવ ન પાડો. જે ખાવાનું મળે તે ભાવથી ખાઓ. રોજ રોજ નવું નવું અને સારું સારું ખાવાની ટેવ બહુ ખરાબ કહેવાય. એ નબળું અને હલકું મન બતાવે

છે. શરીર ટકાવી રાખવા માટે ખાવાનું છે. બહુ સ્વાદિયા હોય તે ઘણીવાર દુઃખી થાય છે. જે વખતે જે ખાવા મળે તેમાં સંતોષ માનો.

ઘણાં છોકરાં નિશાળનો વખત થાય ત્યાં સુધી રમ્યા કરે, અને પછી જમતાં ઉતાવળ કરે. જમતાં ચાવીને ખાય નહિ, પણ પૂરું ચાવ્યા વગર ગળી જાય. આમ કરવાથી ખાધેલું પચે નહિ અને માંદા પડાય.

ખાતી વખતે બહુ વાતો ન કરવી. ખાતી વખતે કંકાસ ન કરતાં ચિત્ત શાન્ત અને ખુશ રાખવું. ખાતી વખતે ફિકર ચિંતામાં જીવ રાખવો નહિ.

કોળિયા મોંમાં મૂકયા પછી મોં બંધ રાખી ચાવવું. મોં ખુલ્લું રાખી ‘બચક્’ ‘બચક્’ અવાજ કરવાથી પાસે બેઠેલાંને કંટાળો આવે. ચાવતી વખતે મોં ખુલ્લું રાખવાની કંઈ જરૂર નથી. મોં બંધ રાખીને ચાવી શકાય છે. મોંમાં કોળિયો હોય ત્યારે બોલવું નહિ.

બહુ મોટા કોળિયા ભરવા નહિ. બરાબર ચાવીને ખાવું. પાણી કે દૂધ પીતી વખતે પણ એકદમ મોં ભરાઈ જાય એમ પીવું નહિ. ખાતી વખતે આંગળીઓ કે અંગુઠો ચાટવાં નહિ.

જમ્યા પછી મોં, દાંત અને ગળું કોગળા કરી ખૂબ સાફ કરવાં. થાળીમાં હાથ ધોઇએ તો મોં બરાબર સાફ થાય નહિ, માટે થાળીમાં હાથ મોં ધોવાં નહિ. જમી રહ્યા પછી હાથ ધોઇને તરછોડવા નહિ. એમ કરવાથી આપણી પાસે બેઠેલાંને છાંટા ઊડે. હાથ ધોયા પછી આપણે પહેરેલાં કપડાંથી હાથ ન લૂછવા, પણ અંગુછા કે બીજા કકડાથી લૂછવા. એ કકડો રોજ ધોવો જોઈએ.

જમ્યા પછી ઝડપથી ચાલતા નિશાળે જવાથી પેટમાં રોગ થાય છે.



# પાઠ ૪૭ મો. ભોજન વિષે કવિતા.

( ચોપાઈ )

ભોજન આજ જમ્યા જે અમો,
તેનું વર્ણન સુણજો તમો;
કમોદનો કીધો'તો ભાત,
દાળ તણી અતિ સુંદર જાત.
દહીં ભાંગીને કીધી કઢી,
મહીં નાંખી'તી સુંદર વડી;
ભાત ભાતનાં તળિયાં શાક,
બાસુંદી, પૂરી દૂધપાક.
પૂરણપોળી લાડુ સાર,
વડાં કચોરી ને કંસાર;
ભજિયાં ને ભાજી તે ભલી,
સુંદર શીરો ને રોટલી.
પાંચે પકવાનો કહેવાય.
જમતાં જમતાં અતિ સુખ થાય;
વડાં પાપડને શેવો સાર;
તાજ્યા ચણાનો સ્વાદ અપાર.

દલપતરામ

# પાઠ ૪૮ મો. અમે હિંદી, હિંદી, હિંદી !

અમે ભરત ભૂમિના પુત્રો,
અમ માત પુરાણ પવિત્ર;
રે જેનાં સુંદર સૂત્રો,
ઝળકાવે ઉચ્ચ ચરિત્ર.
અમ અંતરને ઉદ્દેશી,
કરશું હોકાર હમેશ;
અમે હિંદી, હિંદી, હિંદી,
છે હિંદ અમારો દેશ.

ખબરદાર



# ભાગ બીજો—પ્રાણીઓ.

## પાઠ ૪૯ મો. કૂતરો.

કાબરચીતરાં　　માંસાહારી　　નિમકહલાલ

કૂતરો તો બધાએ જોયો હશે. એનું શરીર લાંબું હોય છે. બિલાડી કરતાં એ કદે મોટો છે. બિલાડીનું મોં ગોળ છે, પણ કૂતરાનું મોં તો લાંબું અને અણિયાળું હોય છે. એના શરીર પર વાળ હોય છે; પણ બધા કૂતરાના વાળ એકસરખા હોતા નથી. ઠંડા દેશના કૂતરાનાં શરીર પર લાંબા વાળ હોય છે, ત્યારે ગરમ દેશના કૂતરાના વાળ ટૂંકા હોય છે. એના વાળ જુદા જુદા રંગના હોય છે. નથી કોઇ કૂતરા કાળા, કોઈ ધોળા, કોઈ તપખીરિયા તો કોઈ કાબરચીતરા હોય છે. કૂતરાના દાંત બિલાડીના દાંત જેવા અણીદાર હોય છે.

એના નખ મોટા અને મજબૂત હોય છે. તે બિલાડીના નહોર જેવા વાંકા અને અણીદાર હોતા નથી. બિલાડીની પેઠે તે પોતાના નખને પાછા ખેંચી શકતો નથી. એ પોતાના નખથી જમીન ખોદી ખાડો કરી શકે છે.

કૂતરાના પગ પાતળા અને લાંબા હોય છે. તેથી તે બહુ ઝડપથી દોડી શકે છે. એ પગનાં આંગળાં પર ચાલે છે; પગનું આખું તળિયું ભોંય પર મૂકી ચાલતો નથી. બિલાડીની પેઠે તે ભીંત ઉપર કૂદી શકતો નથી તથા ઝાડ ઉપર પણ ચઢી શકતો નથી.

એની સૂંઘવાની શક્તિ બહુ તેજ હોય છે. એ માણસનાં કે કોઈ પણ પ્રાણીનાં પગલાં સૂંઘી શકે છે. દરમાં ભરાયેલાં સસલાં કે કોળને તે સૂંઘીને શોધી કાઢે છે. બિલાડીની પેઠે એ તરાપ મારી પોતાનો શિકાર પકડતો નથી, પણ તેની પાછળ દોડી મોંથી તેને પકડી મારી નાંખે છે.

બિલાડીની પેઠે એની જીભ કરકરી હોતી નથી. તે પોચી અને સૂંવાળી હોય છે. ઉનાળામાં એને તાપ લાગે છે ત્યારે એ એની જીભ મોંની બહાર લટકતી રાખે છે. તમે જાણો છો કે બિલાડી અને કૂતરો બંને જીવતાં પ્રાણીઓ મારીને તેમનું માંસ ખાય છે. માંસ ખાનાર પ્રાણી માંસાહારી કહેવાય છે. માંસાહારી પ્રાણીને શરીરે પરસેવો થતો નથી.

કૂતરાને માણસની સોબત ગમે છે. માણસની થોડામાં થોડી વસ્તી હશે ત્યાં પણ કૂતરો તો હશે જ. પોતાના પાળનાર પર તે બહુ હેત રાખે છે.

અને તેની ખાતર ઘણીવાર બહુ દુઃખ પામે છે. એ બહુ નિમકહલાલ અને ઘણું હોશિયાર પ્રાણી છે. એને ઘણાં હોશિયારીનાં કામ શીખવી શકાય છે. ગામમાં રખડતાં કૂતરાંમાં તો કંઈ ખાસ સારા ગુણ હોતા નથી. તેઓ તો અહીંથી તહીં ભટકી ટુકડા વીણી ખાય છે; પણ પાળેલાં કૂતરાં રાત્રે પોતાના માલિકના ઘરની ચોકી કરે છે. તેઓ રાત્રે કોઈ અજાણ્યા માણસને ઘરમાં જવા દેતાં નથી.



## પાઠ ૫૦ મો. ગાય—ભાગ ૧.

અનેક      દૂધ      અદ્ધર

રમણિક, જો પેલી ગાય ઊભી છે. એને ચાર પગ છે. જો, એની ડોક કેવી લાંબી છે! એને પગે કેટલાં આંગળાં છે?

રમણિક—મોટાભાઈ, એને પગે ચાર આંગળાં છે, એમાંનાં બે મોટાં છે તે જમીનને અડકે છે; પણ બે ઘણાં નાનાં છે તે જમીનથી અદ્ધર રહે છે.

હરિલાલ—રમણિક, તારી આંગળીએ નખ છે, તેમ ગાયનાં આંગળાં ઉપર પણ નખ હોય છે.

રમણિક—હા, મોટાભાઇ, પણ એ નખ કેવો મોટો અને કઠણ છે !

હરિલાલ—ગાયનાં આંગળાં પર નખ હોય છે તે ખરી કહેવાય. ગાયને પગે બે ખરીઓ હોય છે. ઘોડાને પગે કેટલાં આંગળાં હોય છે તે તું જાણે છે ?

રમણિક—હા, મોટાભાઈ. ઘોડાને પગે તો એક જ આંગળું હોય છે, અને તેની ઉપર આવો જ મોટો અને કઠણ નખ હોય છે.

હરિલાલ—રમણિક, બરાબર છે: ઘોડાને પગે એક જ ખરી હોય છે. તેં ગાયનું પૂંછડું જોયું છે ? એ કેવું લાંબું હોય છે ! એને છેડે કેવો વાળનો ગુચ્છો હોય છે !

રમણિક—એ પૂંછડું શા કામમાં આવતું હશે ?

હરિલાલ—મને શું પૂછે છે ? પૂંછડાથી એ શું કરે છે તે તું જ જોને.

રમણિક—( જોઇને ) એના શરીર પર માંખ કે મચ્છર બેઠાં હોય તો તે એ પૂંછડાથી ઉડાડે છે.

હરિલાલ—રમણિક, ગાય આપણને બહુ કામની છે. જો, એ આપણને દૂધ આપે છે. દૂધ કેવું મીઠું લાગે છે ! એ દૂધમાંથી પેંડા, બરફી વગેરે ઘણી મીઠાઇઓ બને છે. ગાયના છાણથી લોકો ઘર અને ઓટલા લીંપે છે. છાણ ખેતરમાં નાંખવાથી ધાન્ય સારું પાકે છે. એ છાણને થાપી લોકો છાણાં બનાવે છે અને તે સુકાય છે ત્યારે બાળે છે. મૂઆ પછી પણ એનું શરીર અનેક કામમાં આવે છે. એના ચામડાના જોડા બને છે અને એના શીંગડા-માંથી ચાકુના હાથા અને બટન બને છે. બોલ ત્યારે, ગાય કેટલી બધી ઉપયોગી છે ? ખરે ! આપણે ગાયનો બહુ ઉપકાર માનવો જોઈએ અને વહાલ રાખી એનું પાલન કરવું જોઈએ. ગાય ગરીબ અને માયાળુ સ્વભાવની હોય છે. એ તોફાન કરતી નથી અને માણસને મારતી નથી. એ એના પાળનાર પર બહુ હેત રાખે છે. બધા લોકોને ગાય બહુ વહાલી લાગે છે. ગાય ભલી છે, લોકોને મારતી નથી અને આપણને દૂધ, ઘી આપે છે. તેથી 'ગાયમાતા' કહી આપણે તેની પૂજા કરીએ છીએ.



# પાઠ ૫૧ મો. ગાય—ભાગ ૨.

બીડ નિરાંતે જડબું

લીલાંછમ ખેતરોમાં ફરવું કોને ન ગમે ? નાનાં છોકરાં ખેતરોમાં જઈ વાડે ઊગેલાં ફૂલ વીણે છે. કેટલાંકને મોજથી ખેતરોમાં દોડવું ગમે છે. ચાલો, આપણે ગામની બહાર સીમમાં જઈએ. ત્યાં ઘાસનું બીડ છે અને આપણા ગામની ગાયો ભેંસો ત્યાં ચરવા જાય છે.

ગુરુજી—જુઓ, પણે બીડમાં પેલી ગાયો નિરાંતે બેઠી છે. પેલી ગાયો ભોંય સરસું મોઢું રાખી ધીરેધીરે ચરે છે. પેલા તળાવને કિનારે બીજી કેટલીક ગાયો પાણીમાં પગ રાખી ઉભી છે. ખાવું, પાણી પીવું તથા મોજથી ફરવું, એ સિવાય બીજું કાંઈ પણ કામ તેમને હોય એમ લાગતું નથી.

છોકરો—ગુરુજી, એ કાંઈ ખાતી નથી તો પણ જાણે ચાવતી હોય તેમ મોઢું હલાવ્યા કરે છે ! એ શું કરતી હશે ?

ગુરુજી—એ વાગોળે છે. જયસુખ, તેં ગાયના મોંનો અંદરનો ભાગ જોયો છે ?

જયસુખ—ના જી.

ગુરુજી—ત્યારે જા, પેલી ગાયના મોંનો અંદર-

નો ભાગ જો. જો, તેને બે જડબાં છે. ઉપલું જડબું અને નીચલું જડબું. તારાં બન્ને જડબાંમાં આગલી બાજુ દાંત છે, ખરાને ? ગાયને તેમ છે ?

જયસુખ—( ગાયનું મોં તપાસી) ગુરુજી, એના ઉપલા જડબામાં આગલી બાજુ તો એકે દાંત નથી. ત્યાં તો એક જાડી ગાદી છે.

ગુરુજી—જયસુખ, ગાય શું ખાય છે, તે તું જાણે છે ?

જયસુખ—હા જી, ગાયને લીલું તાજું ઘાસ બહુ ભાવે.

ગુરુજી—જયસુખ, જો, પેલી ગાય કેવી રીતે ઘાસ ખાય છે ?

જયસુખ—ગુરુજી, એ તો જીભથી ઘાસને પકડી મોંમાં લાવે છે. પછી ઉપલા જડબાની ગાદી અને નીચલા જડબાના આગલા દાંત પર એ તેને દબાવે છે. ઘાસને એમ દબાવ્યા પછી તે જરા આંચકો મારી તેને તોડી નાંખે છે અને ખાઈ જાય છે.

ગુરુજી—જયસુખ, એ ચરે છે ત્યારે ઘાસ ચાવે છે કે ?

જયસુખ—ના જી, એ ઘાસ ચાવતી નથી. પણ ચાવ્યા વગર એમને એમ ગળી જાય છે.

ગુરુજી—જયસુખ, જો આપણે એમ ચાવ્યા વગર ખાવાનું ગળી જઈએ, તો જરૂર માંદા પડીએ. ગાયનામાં વાગોળવાની શક્તિ છે, તેથી ચરી રહ્યા પછી તે ખાધેલું પાછું મોંમાં લાવી નિરાંતે ચાવે છે. એવી રીતે ચાવવાને વાગોળવું કહે છે. જયસુખ, એની જીભ કેવી લાંબી અને કરકરી છે! આપણે જેમ હાથથી ચીજો પકડીએ, તેમ ગાય જીભથી ઘાસ પકડી મોંમાં લાવે છે. એની જીભ હાથનું કામ કરે છે.

## પાઠ પર મો. ભેંસ.

ખાબોચિયું          મારકણી

ગાયની પેઠે ભેંસ પણ દૂધ દે છે, તેથી લોકો તેને પાળે છે. તમે ભેંસ તો જોઈ જ હશે. એનું શરીર ગાય કરતાં મોટું અને ભારે હોય છે. એનાં શીંગડાં પણ ગાય કરતાં મોટાં હોય છે. એના પગ ગાય કરતાં ટૂંકા પણ વધારે જાડા હોય છે. એનું શરીર ભારે છે, તેથી જો એના પગ પાતળા હોય તો શરીરનો ભાર કેવી રીતે ઉપાડે ? ગાયની પેઠે ભેંસને પણ ચાર આંગળાં હોય છે. એના શરીરનો રંગ કાળો હોય છે અને તેની ઉપર આછા વાળ હોય છે.

ગાયની પેઠે એ પણ ઘાસ, ભૂંસું વગેરે

ખાય છે. એને ખાવાનું વધારે જોઈએ છે. ભેંસ ખાય છે વધારે અને દૂધ પણ વધારે દે છે. ગાયના કરતાં એનું દૂધ વધારે જાડું અને મીઠું હોય છે, પણ એ વહેલું પચતું નથી, તેથી એ ભારે કહેવાય છે.

ભેંસ ગરમીથી બહુ ગભરાય છે. ઉનાળામાં તેને પાણીમાં પડી રહેવું ગમે છે. બધી ઋતુ કરતાં ચોમાસું એને બહુ ગમે છે. ચોમાસામાં એ શરીરે લઠ્ઠ બને છે. સીમમાં ચરવા જાય છે, ત્યારે ચરી રહ્યા પછી તે કોઈ તળાવડી કે ખાબોચિયાના પાણીમાં બેસી રહે છે. એ પાણીમાં સારી રીતે તરી શકે છે.

ભેંસ ગાય કરતાં વધારે જોરાવર છે. તે ગાયના જેવી શાન્ત નથી, પણ તોફાની અને મારકણી છે. ખીજાય છે ત્યારે એ પોતાના પાળનારને પણ મારી બેસે છે. એ કંઈ ગાયના જેવી બીકણ નથી. ચાર ભેંસો ભેગી હોય, તો વાઘની સામે પણ સામી થાય ! એનું બચ્ચું પાડું કહેવાય છે.

---

## પાઠ ૫૩ મો. ઘેટું.

ગાડર ટક્કર ગાલીચા

ગાય દૂધ દે છે, તો ઘેટું ઊન આપે છે. એ ઊનનાં ગરમ કપડાં બને છે. ગાય અને ઘેટું પાસે ઉભાં હોય, તો પણ કોઇને એમ નહિ લાગે કે એ

બન્ને ઘણી બાબતોમાં મળતાં છે. ધ્યાનથી જોશો તો જણાશે કે ઘણી બાબતોમાં ગાય અને ઘેટું સરખાં છે.

બન્ને ઘાસ ખાય છે. બન્નેની ઘાસ ખાવાની રીત એકસરખી છે. ગાયની પેઠે ઘેટાને પણ ઉપલા જડબાના આગલા ભાગમાં દાંત હોતા નથી, પણ જાડી ગાદી જ હોય છે. ગાયની પેઠે એ પણ પોતાની જીભથી ઘાસ મોંમાં લઇને ઉપલા જડબાની ગાદી વચ્ચે દબાવે છે. અને પછી આંચકો મારી તેને તોડી નાંખે છે.

ગાયની પેઠે ઘેટું પણ વાગોળે છે. સારી પેઠે ખાવા મળે તો ઘેટું પણ ગાયની પેઠે જાડું થાય છે. ઘેટાને પગ પર ચાર આંગળાં હોય છે. તેમાંનાં બે મોટાં અને બે નાનાં હોય છે. નાનાં આંગળાં જમીનને અડકતાં નથી, પણ અદ્ધર રહે છે. ઘેટું તેનાં બે-આંગળાં ઉપર જ ચાલે છે. એ આંગળાં પર જાડા નખ હોય છે. એ નખને ખરી કહે છે. ગાયને પણ ઘેટાની પેઠે બે ખરી હોય છે. ઘેટાં અને ગાય ખેતરમાં અને બીડમાં ચરે છે. ત્યાંની જમીન પોચી અને ભીની હોય છે. તેમની બે ખરી છૂટી હોય છે, તેથી તે ચાલે છે ત્યારે તેમનાં આંગળાં પહોળાં થઈ જાય છે. એ રીતે તેમના પગ એવી પોચી જમીનમાં પણ ગરકી જતા નથી.

ગાય અને ઘેટું બન્ને ગરીબ અને પોચાં છે. તેઓ કુતરાથી બીને નાસી જાય છે અને કોઇને ઇજા કરતાં નથી. બન્ને પોતાના પાળનાર પર બહુ હેત રાખે છે અને તેની જોડે વહાલથી ગેલ કરે છે. બન્ને ટોળામાં રહે છે, કારણ કે એમને ભેગાં રહેવું બહુ ગમે છે. ગાય શીંગડાંથી લડે છે; ઘેટું માથાથી લડે છે. બે ઘેટાં લડે ત્યારે સામસામાં માથાં પછાડે. એ ટક્કર લડાવી કહેવાય છે. ઘેટાનું માથું ઘણું કઠણ હોય છે. ઘેટાંની એક એવી ટેવ છે કે તેઓ પોતાનામાંથી એકને ઉપરી માને છે અને તેની પાછળ પાછળ હમેશાં જાય છે. તે કરે તેમ કરે છે! તે ખાડામાં પડે તો બધાં ખાડામાં પડે. ઘેટાનું બીજું નામ ગાડર છે.

ગાયને ચરાવવા લઇ જાય તે ગોવાળ કહેવાય. ઘેટાંને ચારે તે ભરવાડ કહેવાય. ભરવાડ સવારે તેમને ચારવા લઇ જાય છે, અને સાંજના તેમને પાછાં હાંકી લાવે છે. ઉનાળામાં ઘેટાંના વાળ બહુ લાંબા થાય છે. ત્યારે ભરવાડ મોટી કાતર વડે તે કાતરી નાંખે છે. એ ઊનના કામળા અને ગાલીચા બને છે. બહુ સારા ઊનની શાલો અને પહેરવાનાં કપડાનું કાપડ બને છે. શિયાળામાં લોકો ઊનનાં બનેલાં ગરમ કપડાં પહેરે છે.

# પાઠ ૫૪ મો. ઘોડો.

નમ્ર                    રૂપાળા

ઘોડો તો તમે જોયો જ હશે. એ બહુ મોટો હોય છે. કુતરા અને બિલાડીની પેઠે તમે એની જોડે રમતા નથી. તેમ છતાં પણ તમે બધા ઘોડાને સારી રીતે ઓળખો છો. ઘરની બહાર નજર કરો છો, તો રસ્તા પર કોઈ માણસને પીઠ પર લઈ જતો, કે ગાડી ખેંચી દોડતો તમને એ જરૂર દેખાય છે.

ગાયની પેઠે એ દૂધ દેતો નથી. ઘેટા પેઠે એ ઊન પણ આપતો નથી. કુતરા પેઠે એ ઘરની ચોકી પણ કરતો નથી. બિલાડી પેઠે એ ઘરના ઉંદર પણ ઓછા કરતો નથી, તો પણ બધા લોક એના પર ખુશ રહે છે અને એની વાતો કર્યા કરે છે. ઘોડો એવું તે શું કરે છે કે બધા લોક એનાં આટલાં વખાણ કરે છે? તમે જાણો છો? સાંભળો, હું કહું.

આપણાં દોસ્ત પ્રાણીઓમાંનો એ એક છે. એ મોટો, મજબૂત અને જોરાવર છે. એ પીઠ પર ભારે વજન વહી શકે છે, અથવા ગાડીમાં ભરેલો ભાર ખેંચી શકે છે. પીઠ પર માણસને લઈ તે બહુ ઝડપથી દોડી શકે છે. આટલું બધું કામ કરે છે, તેથી એ બધાને વહાલો લાગે છે. તે જોરાવર છે,

પણ કોઇને મારતો નથી. એ પોતાના શેઠને ચાહે છે. ને તેના શેઠનું કહ્યું માને છે અને તે જે કામ કરાવે તે ઉમંગથી કરે છે. એ સ્વભાવે નમ્ર અને હેતાળ છે.

ગાયની પેઠે ઘોડો પણ ઘાસ ખાઈને જીવે છે. તમે એને ખેતર કે મેદાનમાં ચરતો જોયો છે? ન જોયો હોય તો હવે જો જો. એ ઘણું ઝીણું ઘાસ પણ ચરી શકે છે. એના ઉપલા તથા નીચલા જડબાના આગલા ભાગમાં ધારવાળા મજબૂત દાંત હોય છે. ચરતી વખતે તે વારેઘડીએ નાકમાંથી ફુંફાડા મારી પહેલાં જમીન પરની ધૂળ ઉડાડી નાંખે છે. પછી કાતર જેવી ધારવાળા આગલા દાંતથી તે ઘાસ કાપે છે, અને પાછલી ઘંટી જેવી મજબૂત દાઢોથી તેને ચાવી ગળી જાય છે. ચરતી વખતે તેના પાતળા લાંબા હોઠથી તે ઘાસ પકડે છે.

ઘોડાને ચાર પગ હોય છે તે તો તમે જાણો છો. ચાર પગવાળાં પ્રાણીઓ ચોપગાં કહેવાય. ઘોડાના પગ પર એક જ જાડો નખ હોય છે. લોકો એ નખને ખરી અથવા દાબડો કહે છે. એ બહુ કઠણ હોય છે. ઘોડાના પગની ખરી માથામાં વાગે તો માથું ફૂટી જાય.



# ભાગ ત્રીજો—ભૂગોળવિદ્યા.

## પાઠ ૫૫ મો. ટેકરી, પહાડ, પર્વત.

ડુંગરાળ સમૂહ શિખર ખીણ

તળેટી ઘાટ

ગામની બહાર ફરવા જઇએ છીએ, ત્યારે આપણી આસપાસ સપાટ જમીન દેખાય છે. તદ્દન સપાટ જમીન હોય તે મેદાન કહેવાય. ગામની સીમનાં ખેતર સપાટ જમીન પર હોય છે. જમીન કાંઈ હમેશાં આવી સપાટ મેદાન જેવી હોતી નથી. કેટલેક ઠેકાણે મેદાનની જમીનનો કેટલોક ભાગ ઊંચો ઊપસેલો હોય છે. આવો ભાગ બહુ ઊંચો ન હોય તો ટેકરી કહેવાય. ટેકરીને કેટલાક લોક ડુંગરી પણ કહે છે. આવી ટેકરીઓ બહુ હોય એવી જગા ડુંગરાળ કહેવાય. ટેકરી ઘણી ઊંચી અને ઘણે દૂરથી દેખાય એવી હોય તો તે પહાડ કહેવાય છે. ટેકરી પર ચઢવું સહેલું છે, પણ પહાડ પર ચઢવું ઘણું અઘરું છે. પહાડને કેટલાક લોક ડુંગર પણ કહે છે. કાળકા માતાનું મંદિર પાવાગઢ નામના પહાડ પર છે. એ પાવાગઢ વડોદરાની પૂર્વમાં આવેલો છે. અમદાવાદની

ઉત્તરે આબુ નામનો પહાડ છે. બહુ જ ઊંચી ટેકરી હોય તે પર્વત કહેવાય. કાઠિયાવાડમાં જૂનાગઢ પાસે ગિરનાર પર્વત છે. આપણા દેશમાં બહુ સુંદર અને ઊંચા પર્વત છે. આપણા દેશની ઉત્તરે હિમાલય નામનો બહુ જ ઊંચો પર્વત છે. દુનિયાના બધા પર્વતો કરતાં એ ઊંચો અને મોટો છે.

બધા પહાડ એકસરખા નથી હોતા. કેટલેક ઠેકાણે એક જ પહાડ એકલો આસપાસના મેદાનમાંથી ઊંચો ઊપસેલો હોય છે. ઘણીવાર ઘણા પહાડ પાસે આવેલા હોય છે. આવા પહાડોના સમૂહમાં દરેક પહાડ છૂટો હોય છે. કેટલીક વાર ઘણા પહાડ પાસે પાસે હારદોર ઊભા હોય છે. આવા બધા પહાડ મળી પર્વતની હાર થાય છે. એ હારમાં વચ્ચે વચ્ચે ઊંચાં શિખર હોય છે. ઊંચાં શિખરો વચ્ચે આવેલા નીચા ઊંડા ભાગને ખીણ કહે છે.

પહાડ અને પર્વતોનાં તળિયાં આગળનો ભાગ તળેટી કહેવાય છે. તળેટીમાં નાનાં મોટાં ઝાડ બહુ ઊગે છે. એ ઝાડ એટલાં બધાં પાસે પાસે ઊગે છે કે તેમાંથી જવાનો રસ્તો મળતો નથી, અને તેમાંથી આઘે જોઇ શકાતું નથી. નાનાં મોટાં ઝાડ આમ બહુ જ પાસે પાસે ઊગ્યાં હોય છે, ત્યારે તે જંગલ કહેવાય છે. પહાડની ટોચ તે તેનું

શિખર કહેવાય. અને તળેટીથી ટોચ સુધીનો ઢળનો ભાગ ઢાળ કહેવાય. પહાડ પર ચઢવું હોય તો તેના ઢાળ પર થઇને ચઢાય. પર્વત હારદોર આવ્યા હોય અને તેની પેલી મેર જવું હોય તો તેના નીચા ભાગ પર આવેલા રસ્તા પર થઇને જવાય. આવા રસ્તા ઘાટ કહેવાય.

હવે આપણે પેલી ભીની રેતીમાં કે તળાવ કે નદીની માટીમાં જઇ પર્વત અને પર્વતની હારો બનાવીએ.

---

## પાઠ ૫૬ મો. નદી-ભાગ ૧.

ચોમાસામાં ગામના રસ્તાની બન્ને બાજૂએ પાણીના મોટા રેલા ચાલે છે, તે તમે જોયા છે? બહુ વરસાદ પડે છે, ત્યારે ગામના રસ્તા પર ઘૂંટણ ઘૂંટણ સુધી પાણી થઇ જાય છે, અને જોરથી વહે છે. પાણીના એ વહેળામાં માટી અને કાંકરી ઘસડાઇ જાય છે. પથ્થર કે લાકડાની પેઠે વરસાદનું પાણી જ્યાં પડે છે ત્યાં ઠરીને ઊભું રહેતું નથી. તે તો હમેશાં ઊંચી જગાએથી નીચી જગાએ વહી જાય છે. જે જગાએથી પાણી વહી આવતું હોય તે જગા ઊંચી સમજવી.

કોઇ પહાડ કે પર્વત પર ખૂબ વરસાદ પડે

છે, ત્યારે મોટા રેલા ચાલે છે. એ રેલા ચોમાસામાં ગામમાં ચાલતા રેલા જેવા જ પણ બહુ પહોળા અને ઊંડા હોય છે. એવા મોટા રેલા નદી કહેવાય. નદીની આસપાસના ઊંચા ભાગો પર પડેલું વરસાદનું પાણી નાના મોટા રેલામાં વહી આખરે નીચાણમાં આવેલી નદીમાં જાય છે.

નદીની બંને બાજૂ તેના કિનારા કહેવાય. કિનારાને તીર પણ કહે છે. નદી જે બાજૂ વહેતી હોય તે તરફ મોં કરી ઉભા રહીએ, તો આપણા જમણા હાથ પર આવેલો કિનારો જમણો કિનારો કહેવાય, અને ડાબા હાથ પર આવેલો કિનારો ડાબો કિનારો કહેવાય. જ્યાં આગળથી નદી વહેવા માંડે તે તેનું મૂળ કહેવાય. વહેતાં વહેતાં આખરે નદી કોઈ બીજી નદીને મળે છે, કે કોઈ તળાવ કે દરિયામાં સમાય છે. આ રીતે જે જગાએ નદી કોઈ બીજી નદીને મળે, અથવા તળાવ કે દરિયામાં સમાય તે તેનું મુખ કહેવાય. મૂળથી મુખ સુધીનો નદીનો ભાગ તેનો માર્ગ કહેવાય.

નદીના મૂળનો ભાગ ઘણું કરીને ડુંગરાળ અથવા પહાડી હોય છે. જેમ જેમ આપણે નદીના મૂળથી મુખ તરફ જઇએ તેમ તેમ તે પહોળી થાય છે, કારણ કે તેમાં બીજી નદીઓ ભળે છે.

નદીનો માર્ગ ભાગ્યે જ તદ્દન સીધો હોય છે. તે ઘણોખરો વાંકોચૂંકો હોય છે. નદીના મૂળનો ભાગ તેના મુખના ભાગ કરતાં હમેશાં ઊંચો હોય છે. ચોમાસામાં જે નાના વહેળા નદીમાં ભળે છે તે ખાડી કહેવાય છે.

## પાઠ ૫૭ મો. નદી—ભાગ ૨

ચોમાસામાં વરસાદનું પાણી પહાડનાં કોતરોમાં ભરાઈ રહે છે અને થોડું થોડું તેમાંથી નીકળી વહે છે. જો કોતર નાનું હોય અને તેમાં બહુ પાણી ન ભરાયું હોય તો તેમાંથી નીકળતી નદીમાં બારે માસ પાણી વહેતું નથી. જો તે કોતર મોટું હોય અને તેમાં ખૂબ પાણી ભરાયું હોય તો તેમાંથી નીકળતી નદીમાં બારે માસ પાણી વહે છે. ઊંચા પર્વતનાં શિખરો સફેદ બરફથી ઢંકાયેલાં હોય છે. સૂર્યની ગરમીથી એ બરફ પીગળી વહેવા માંડે છે. આમ પણ નદી બને છે.

ચોમાસામાં નદીઓમાં વરસાદનું પાણી વહી જાય છે, ત્યારે તેમાં ખૂબ પાણી આવે છે. એવું થાય ત્યારે રેલ આવી કહેવાય. રેલનું પાણી ખૂબ જોરથી ધસતું વહે છે. તેમાં માટી, કાંકરા, ઝાડ, લાકડાં અને બીજો ઘણો કચરો ઘસડાઈ

જાય છે. ઘણીવાર નદીની રેલમાં ગાય, ભેંસ જેવાં ઢોર પણ ઘસડાઈ જાય છે. રેલ આવેલી હોય ત્યારે નદી બહુ ભયંકર દેખાય છે.

આપણા દેશમાં બહુ મોટી અને સુંદર નદીઓ છે. ભરૂચ પાસે નર્મદા, સૂરત પાસે તાપી, વાસદ પાસે મહી, અમદાવાદ પાસે સાબરમતી, કાશી પાસે ગંગા, મથુરાં પાસે યમુના, સિંધમાં હૈદ્રાબાદ પાસે સિંધુ, અને દક્ષિણમાં કૃષ્ણા અને કાવેરી છે. આ બધી સુંદર અને પવિત્ર નદીઓ આપણા દેશમાં છે. બધી નદીઓમાં ગંગાનું પાણી બહુ નિર્મળ અને પવિત્ર ગણાય છે. ગંગાને ભાગીરથી પણ કહે છે. આવી સુંદર નદીઓ બીજા કોઈ દેશમાં નથી.

નદીનું પાણી પીવાના તેમ જ નહાવાધોવાના કામમાં આવે છે. મોટી નદીઓમાં હોડીઓ ચાલી શકે છે. તેમાં માલ ભરી એક ગામથી બીજે ગામ લઈ જવામાં આવે છે. હોડીમાં બેસી નદીમાં સહેલ કરવાની બહુ મજા પડે છે. નદીમાં તરવાની પણ ખૂબ મજા છે.

# પાઠ ૫૮ મો. નદી વિષે કવિતા.

( ચોપાઇ )

લીલોતરી  આરામ  રસાળ

પર્વતમાંથી ઝરણાં ઝમે, ભેળાં થાતાં નદીઓ બને;
ખળખળ વહે છે નદીનાં નીર, ઊગે લીલોતરી તેને તીર. ૧
નદી કિનારે વસતાં ગામ, ત્યાંના લોકોને આરામ;
મીઠાં પાણી રોજે મળે, પશુપંખીને શાંતિ વળે. ૨
વિવિધ દેશમાં નદીઓ ફરે, રસાળ ભૂમિ ત્યાંની કરે;
હસતી રમતી દૂરદૂર જાય, સાગરમાં જઇ છેલ્લી સમાય ૩
લોકો નદી પર ફરવા જાય, હોડીમાં બેસી હરખાય;
કોઈ તો નદીમાં નહાવા પડે, તરતાં તરતાં આનંદ કરે. ૪

ચંદુલાલ દેસાઈ.



# પાઠ ૫૯ મો. તળાવ.



ખાબોચિયું            વાટે

પાણી હમેશાં ઊંચી જગાએથી નીચી જગાએ વહી જાય છે. જો કોઈ ઠેકાણે ઊંડા ખાડા હોય તો આસપાસની ઊંચી જમીન પરથી આવતું પાણી તેમાં વહી જાય. જમીન પર કોઈ ઠેકાણે ઊંચી ટેકરીઓ અને પહાડ હોય છે, તેમ કોઈ ઠેકાણે ઊંડા ખાડા પણ હોય છે. આવા કોઈ

ખાડામાં પાણી ભરાય ત્યારે તે તળાવ કહેવાય. ખાડો બહુ નાનો હોય, તો તેમાં ભરાતા પાણીને ખાબોચિયું કે તળાવડી કહે છે. આવો મોટો ખાડો હોય તો તે તળાવ કહેવાય. ઘણા મોટા ખાડામાં પાણી ભરાયું હોય તો તે સરોવર કહેવાય. કેટલાંક સરોવર બહુ મોટાં હોય છે અને દરિયા જેવાં દેખાય છે. ચારે બાજૂ ડુંગર હોય અને તે ડુંગરોની વચ્ચે નીચો ભાગ આવેલો હોય તો તેમાં વરસાદનું પાણી ભરાઈ રહે છે. વડોદરાની પાસે પાવાગઢના પહાડોની વચ્ચે આજવા નામનું તળાવ છે. મુંબઈ પાસે તાંસા તથા તુળસી અને વિહાર નામનાં મોટાં તળાવ છે.

જો તળાવ મોટાં હોય છે, તો તેમાંથી પાસેનાં ગામના લોક પીવા માટે પાણી લઈ જાય છે. તળાવ મોટાં અને ઊંડાં ન હોય તથા તેમાં લોક લૂગડાં ધોતા હોય અને નહાતા હોય, તો તેનાં પાણી ગંદાં થઈ જાય છે. એવાં તળાવનું પાણી પીવાથી રોગ થાય. વડોદરા પાસેના આજવા તળાવમાંથી નળ વાટે વડોદરામાં પાણી લાવે છે. એવી જ રીતે મુંબઈ પાસેના તળાવનું પાણી પણ પીવાના કામમાં લેવાય છે.

ડુંગરાળ દેશમાં તળાવ ઘણાં હોય છે, કારણ કે ત્યાં આવેલી ઊંડી ખીણોમાં ચોમાસાનું પાણી ભરાઈ રહે છે.

## પાઠ ૬૦ મો. નકશો તથા ચિત્ર.

રામશંકર ગુરુજી પોતાની શાળાના છોકરાઓને બાગ જોવા લઈ ગયા. તે બાગમાં જુદા જુદા આકારના ક્યારાઓ હતા. તે ક્યારાઓમાં જાત-જાતના ફૂલના છોડ ઊગ્યા હતા.

તે બાગ જોઈ છોકરાઓને પણ બાગ બનાવવાનું મન થયું. શાળાની પાછળ વાડો હતો તેમાં બાગ થાય એમ હતું. બાગ હોય તો વાડો અને શાળા બહુ શોભીતાં લાગે. તેમણે ગુરુજીને કહ્યું, "ગુરુજી, આપણી શાળાના વાડામાં અમે બાગ બનાવીએ ?" ગુરુજીએ હા કહી.

બીજે દહાડે છોકરાઓએ ભેગા મળી પાવડાથી વાડો સાફ કરી નાંખ્યો. વાડાની બરાબર વચમાં સીધો ઊભો રસ્તો રાખ્યો. આથી તે વાડાના બે સરખા ભાગ થઈ ગયા. તે રસ્તાને બરાબર મધ્યમાં કાપે એવો બીજો આડો રસ્તો રાખ્યો. આમ કરવાથી વાડાના કુલ ચાર ભાગ થયા.

ગુરુજીએ દરેક વર્ગને વાડાનો એક એક ભાગ આપ્યો અને તેમને કહ્યું કે "તમારે તમારા ક્યારા ચોખ્ખા રાખી રોજ પાણી પાવું પડશે." પછી નાની નાની કોદાળીઓ વડે છોકરાઓએ જુદા જુદા આકારના ક્યારા બનાવ્યા. ક્યારા તૈયાર થયા એટલે તેમાં ફૂલઝાડનાં બી વાવ્યાં.

આ રીતે ચાર ધોરણની ચાર વાડીઓ થઇ. હવે છોકરાઓએ કહ્યું, "ગુરુજી, અમારો બાગ કેવો થશે તે અમારે ઘેર અમારાં ભાઇબેનને બતાવવું છે, તે કેવી રીતે થાય ?" ગુરુજી કહે, "તમે આ વાડીનો નકશો દોરી ઘેર બતાવજો." છોકરાઓએ કહ્યું, "ત્યારે ગુરુજી, અમને વાડીનો નકશો બનાવતાં શીખવોને !"

ગુરુજી એક કાગળ ને પેન્સિલ લઈ આવ્યા. પછી તેમણે આંકણી વડે લીટીઓ આંકી વાડાના જેવો એક લંબચોરસ દોર્યો. તેની બરાબર મધ્યમાં બે લીટી દોરી ઊભો રસ્તો બનાવ્યો, અને તેને બરાબર મધ્યમાં છેદે એવો બીજો રસ્તો બનાવ્યો. પછી તે લંબચોરસના ચારે ભાગમાં, બાગમાં હતા તેવા ક્યારા કાઢયા.

વાડીનો નકશો જોઈ છોકરા બોલી ઉઠયા, "ગુરુજી, આ નકશામાં તો ઝાડ, રોપા કે માંડવો કશું દેખાવાનું નહિ." ગુરુજી કહે, "ઝાડ, રોપા અને છોડ તો વાડીનું ચિત્ર દોર્યું હોય તો બતાવાય." છોકરાઓ કહે "ગુરુજી, ત્યારે તો નકશામાં અને ચિત્રમાં તો બહુ ફેર !" ગુરુજી કહે, "ખરી વાત. કોઈ પણ જગાના નકશામાં જગાનો આકાર જ જણાય. આપણી શાળાના નકશામાં ભીંતો અને તેમની પરના નકશા કબાટ વગેરે ન બતાવાય; પણ આખું મકાન ઉપાડી લઇએ અને ભોંય પર તેનો જે આકાર રહી જાય તે બતાવાય."

# પાઠ ૬૧ મો. શાળાનો નકશો

યુક્તિ                    સમચોરસ

તમને તમારી શાળાના બાગનો નકશો બનાવતાં આવડ્યો, પણ તમે એ નકશો કાંઈ બરાબર માપસર નહોતો કાઢ્યો, સારો નકશો તો બરાબર માપસર હોવો જોઈએ. સારા નકશા ઉપરથી તો તેમાં બતાવેલી જગા કે મકાનના માપની પણ ખબર પડે.

નકશો સમજવા માટે એક સારી માપની આંકણી જોઈએ. જુઓ, આ માપની આંકણી છે. એની પર નાના મોટા આંકા છે. આટલું લાંબું હોય ત્યારે એક ફૂટ કહેવાય. આ એક ફૂટ લંબાઈના બાર સરખા ભાગ કર્યા છે. એ દરેક નાનો ભાગ એક ઈંચ કહેવાય. આ મોટા આંકા ઈંચ કહેવાય. એનાથી નાના આંકા અર્ધો ઈંચ બતાવે છે. આ સૌથી નાના આંકા ઈંચના નાના ભાગ બતાવે છે. આ આંકણીમાં ઈંચના દસ નાના ભાગ છે. તેવો દરેક નાનો ભાગ દોરો કહેવાય છે. આ ઈંચમાં બાર દોરા હોય તો દરેક દોરો ઈંચનો બારમો ભાગ બતાવે.

આ આપણી શાળાનો નકશો છે. શાળા મોટી છે પણ આ કાગળ તો નાનો છે. પણ તેમાં શું ? નકશામાં તો મકાનનો આકાર જ દેખાડવાનો હોય છે. એટલે કાગળ મકાન જેટલો મોટો ન હોય તો ચાલે. કોઈ મોટા મકાનનો નકશો નાના કાગળમાં

સમાવવો હોય ત્યારે કાંઈ યુક્તિ કરવી પડે. સાધારણ રીતે મકાનના અમુક ફૂટ નકશામાં એક ઈંચ જેટલી લીટીથી બતાવવામાં આવે છે. આ નકશામાં મકાનના દસ ફૂટ એક ઈંચ લાંબી લીટીથી બતાવ્યા છે. આ માપ એક ઈંચે દસ ફૂટનું કહેવાય છે અને તે ૧ ઈંચ ૧૦ ફૂટ એમ લખાય છે.

જુઓ, આ આપણી શાળાનો નકશો છે. એ જોતાં જણાય છે કે એમાં ત્રણ ઓરડા છે અને આગળ લાંબો ઓટલો છે. નકશામાં ઓટલો પાંચ ઈંચ લાંબો છે, આ નકશો એક ઈંચે દસ ફૂટના માપથી દોરેલો છે. તેથી નકશામાં પાંચ ઈંચ હોય ત્યાં ખરેખરા પચાસ ફૂટ સમજાય. નકશામાં ઓટલો અર્ધો ઈંચ પહોળો છે તેથી ખરેખરો ઓટલો પાંચ ફૂટ પહોળો હોવો જોઇએ.

હવે જુઓ, નકશામાંનો આ ઓરડો માપતાં તે બે ઈંચ લાંબો અને દોઢ ઈંચ પહોળો છે. જેથી ખરેખરો ઓરડો વીસ ફૂટ લાંબો અને પંદર ફૂટ પહોળો હોવો જોઇએ. બીજો ઓરડો નકશામાં બે ઈંચ લાંબો અને બે ઈંચ પહોળો છે. એટલે ખરેખરો ઓરડો વીસ ફૂટ લાંબો અને વીસ ફૂટ પહોળો હોવો જોઇએ.

જે ચીજની લંબાઈ અને પહોળાઈ સરખી હોય તે સમચોરસ કહેવાય. તેથી એ ઓરડો વીસ ફૂટ સમચોરસ છે. ત્રીજો ઓરડો તો પહેલા જેવો જ છે.

મકાનના નકશામાં તેની ભીંતો, છાપરું કે આખા મકાનનો આકાર ન બતાવાય. તેમાં તો તે કેટલી જગા રોકે છે તથા તેનો આકાર કેવો છે તે જ બતાવાય. મકાન આખું કેવું દેખાય તે ચિત્રમાં બતાવાય. મકાનનો નકશો દેખાવડો કે શોભીતો હોતો નથી, પણ તે બહુ ઉપયોગી છે. કોઈ નવું મકાન બાંધવું હોય તો બાંધનારા પહેલાં તેનો નકશો તૈયાર કરે છે. નકશો જોવાથી મકાન કેવું થશે તેનો ખ્યાલ આવે છે. નકશો પસંદ પડે તો તે પ્રમાણે મકાન બાંધે છે. નકશો પાસે રાખી મકાન બાંધવાથી માપમાં ભૂલ થતી નથી.

દરેક નકશામાં નીચેની બાજૂએ તે નકશો કયા પ્રમાણમાં દોર્યો છે તે લખેલું હોય છે. આ નકશામાં ૧ ઈંચ=૧૦ ફૂટનું પ્રમાણ લખ્યું છે. એ ઉપરાંત દરેક નકશામાં તીર જેવી આકૃતિ હોય છે. એ તીરનું માથું ઉત્તર દિશા બતાવે છે. આવા તીર ઉપરથી મકાનના જુદા જુદા ભાગ કઈ દિશા તરફ આવેલા છે ત જણાય છે.

---

## પાઠ ૬૨ મો. દિશા તથા ખૂણા.

અગ્નિ નૈરૃત્ય વાયવ્ય ઈશાન

ચાર દિશાનાં નામ તો તમને આવડે છે. સૂર્ય જે દિશામાં ઊગે છે તે પૂર્વ દિશા અને જે દિશાંમાં

તે આથમે છે તે પશ્ચિમ દિશા કહવાય છે. પૂર્વ દિશા તરફ મોં કરી ઊભા રહીએ તો આપણા ડાબા હાથ તરફ ઉત્તર દિશા અને જમણા હાથ તરફ દક્ષિણ દિશા આવે.




પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ એ ચાર મુખ્ય દિશાઓ છે. પૂર્વ તથા દક્ષિણની બરાબર વચમાં આવેલો ખૂણો અગ્નિખૂણો કહવાય છે. દક્ષિણ અને પશ્ચિમની બરાબર વચમાં આવેલો ખૂણો નૈર્ઋત્યખૂણો. પશ્ચિમ તથા ઉત્તરની બરાબર વચમાં આવેલો ખૂણો વાયવ્યખૂણો અને ઉત્તર તથા પૂર્વની વચ્ચે આવેલો ખૂણો ઈશાનખૂણો કહેવાય છે.

આ પ્રમાણે ચાર મુખ્ય દિશા અને ચાર ખૂણા થાય. ઉત્તર દિશાની સામે દક્ષિણ દિશા આવે અને

પૂર્વની સામે પશ્ચિમ દિશા આવે. તેવી જ રીતે ઈશાન-ખૂણાની સામે નૈઋર્ત્ય ખૂણો આવે અને વાયવ્ય-ખૂણાની સામે અગ્નિખૂણો આવે. આ પ્રમાણે ચાર મુખ્ય દિશા અને ચાર ખૂણા મળી આઠ દિશા થઈ. આકાશ તરફની ઉપલી દિશા અને આપણા પગ તરફની નીચલી દિશા એમ બે ઉમેરતાં કુલ દશ દિશા થઇ.

આ ઓરડાની ઉત્તર ભીંત બતાવો. હવે પૂર્વ ભીંત બતાવો. ઈશાનખૂણો ક્યો ? તમારા વર્ગનો ક્યો ખૂણો નૈઋર્ત્ય કહેવાય ? માણેકલાલ, તમે અગ્નિખૂણો બતાવો જોઉં. તમારા વર્ગનો આ ખૂણો ક્યો ?

સોરાબ અને કાસમ, તમે આ દોરીના છેડા ઝાલી ઉત્તર તથા દક્ષિણ દિશા તરફ ઊભા રહો. સોરાબ કઈ દિશામાં ઊભો છે ? કાસમ કઈ દિશામાં ઊભો છે ? ચીમનલાલ અને મણિલાલ, હવે તમે આ દોરીના છેડા ઝાલી પૂર્વ પશ્ચિમ ઊભા રહો.

હવે બીજા ચાર છોકરા આ બે દોરી લઈ આ છોકરાઓની બરાબર વચમાં ઊભા રહો. તમે આઠ છોકરામાંથી દરેક એક દિશા અથવા ખૂણા તરફ ઊભો છે. તમે દરેક જે દિશા કે ખૂણામાં ઊભા છો તેનું નામ બોલો.